ઈ. સ. ૧૯૨૪ ની મેટ્રિક્યુલેશન રેકર્સ બુક.

# પ્રેમાનંદનાં કાવ્ય.

બૉમ્બે યુનિવર્સીટિની સ્કુલ લીવીંગ સરટીફીકેટ
એકઝામીનેશન માટે મંજુર થયેલ.

નોટ્સ, સાર વિવરણ, સમાસ, અલંકાર તથા કવિ શ્રી
પ્રેમાનંદનાં જીવન ચરિત્ર સહિત.

લખનાર,

ડૉ. મગનલાલ મથુરાદાસ સારડા.
એલ. એચ. એમ. એસ. (કલકત્તા)

સરદાર ગુરુકુળ વિશ્વવિદ્યાલયના માજી કવિ પ્રોફેસર, તથા જામનગર
સ્ટેટના માજી મામલતદાર અને મેડીકલ ફાર્મ સુપ્રીન્ટેન્ડન્ટ.

પ્રકાશક,

શાહ નારણલાલ મોતીલાલ.
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
ફીચીરોડ.—અમદાવાદ.

શ્રી "સત્યાર્થ મુદ્રાલય" પ્રેસમાં
પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપી. શાહપુર નવીપોળ,
અમદાવાદ.

સંવત ૧૯૭૯ ઈ. સ. ૧૯૨૩.



પ્રત. ૧૦૦૦

કિંમત રૂ. ૦-૧૨-૦ (નોટ્સ સાથે).

ઇ. સ. ૧૯૨૪ ની મેટ્રિક્યુલેશન ટેક્સ્ટ બુક.

# પ્રેમાનંદનાં કાવ્ય.

બૉમ્બે યુનિવર્સીટિની સ્કુલ લીવીંગ સરટીફીકેટ
એકઝામીનેશન માટે મંજુર થયેલ,

નોટ્સ, સાર, વિવરણ, સમાસ, અલંકાર તથા કવિ શ્રી
પ્રેમાનંદનાં જીવન ચરિત્ર સહિત.


લખનાર,

ડૉ. મગનલાલ મથુરાદાસ સારડા.

એલ. એચ. એમ. એસ. (કલકત્તા.)

હરદ્વાર ગુરુકુળ વિશ્વવિદ્યાલયના માજી કૃષિ પ્રોફેસર, તથા જામનગર
સ્ટેટના માજી મામલતદાર અને મોડલફાર્મ સુપ્રીન્ટેન્ડન્ટ.



પ્રકાશક,

શાહ નારણલાલ મોતીલાલ
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
ફીચીરોડ—અમદાવાદ.

શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય" પ્રેસમાં
પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપી. શાહપુર નવીપોળ,
અમદાવાદ.

સંવત ૧૯૭૯ આવૃત્તિ પહેલી ઇ. સ. ૧૯૨૩





પ્રત. ૧૦૦૦

કિંમત રૂા. ૦-૧૨-૦ (નોટ્સ સાથે).

# બે બોલ



પ્રેમાનંદરૂપ સમુદ્રમાં ઝંપલાવતાં દરેક નાવને સુકાનની જરૂર હોય છે; અમે તેની જરૂર જોઇ અને અલ્પ પ્રયાસ તે તરફ આરંભ્યો. જેને પરિણામે પ્રેમાનંદનાં ઓખા હરણ કાવ્ય ઉપર નોટ્સ લખવી શરૂ કરેલ, જે હાલ પ્રેસમાં છે. પરંતુ તે દરમ્યાન યુનિવર્સીટી તરફથી, વિદ્યાર્થીઓને નવિન વાનીઓ તથા વાર્તાદ્વારા ભાષાનું જ્ઞાન આપવાની ચાલતી આવતી રૂઢી અનુસાર, પ્રેમાનંદનાં કાવ્યનું સીલેક્શન બહાર પડતાં તે દરેક કાવ્યની મતલબની સંકલના સાથે પોતાની માતૃભાષા કેમ શીખાય, અને આપણા કવિઓ તથા પુરાણોમાં કેમ રસ પડે એ હેતુથી પ્રેમાનંદનાં કાવ્ય તથા તેના ઉપર નોટ્સ વિવરણ સહિત તેમજ તેમાંના અલંકાર વિગેરે ઉપર કંઇ કંઇ નોંધ ટુંક સમયમાં લખવા વિચાર ઉદ્દભવતાં તેનાં ફળરૂપ આ લઘુ પુસ્તક જનસમાજ આગળ મુકવા આ અમુલ્ય તક મળી છે.

આ પુસ્તક ટુંક સમયમાં લખાયલું હોઇ તેમાં અનેક ખામી હશે; પણ સૂર્યના અભાવે "ઘર દીવડા શા ખોટા" એમ માની વાચકવૃંદ ઉદારતાથી ત્રુટી તરફ ધ્યાન નહિ આપી સાર ગ્રહણ કરશે, તો આ અલ્પ પ્રયાસ કૃતાર્થ થયો સમજીશું.

લેખક.

# અભિપ્રાય.

પ્રિય ભાઇશ્રી મગનલાલ મથુરાદાસ સારડા.

આપની પ્રેમાનંદના ઓખાહરણની નોટ્સ જોયા પછી આ પુસ્તક જોવાનો ફરી લાભ મળ્યો. બેશક, આવી ટીકાઓ પ્રેમાનંદનાં પુસ્તકોપર વધારેને વધારે લખાવી જોઇએ છે. વિશેષમાં પ્રેમાનંદનાં કાવ્યો ઉપર આ ટીકા સાથે સમાસ, અલંકાર અને રસની વ્યાખ્યાઓ વિદ્યાર્થીઓને ઘણીજ ઉપયોગની થઇ પડશે. શેકસપીઅરની માફક પ્રેમાનંદ પણ કોઇ પણ સાધનથી માપી શકાય તેમ નથી. એની કળા અને ચાતુરી અગાધ છે. એની મહત્તા બતાવવા આવી ટીકાઓની ઘણીજ જરૂર છે.

સીટી હાઇસ્કુલ
અમદાવાદ.
તા. ૨૨-૭-૨૩

સહી. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ
બી. એ.

---

# ટેકસ્ટનું શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | કાવ્યલીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૪૫ | શેં નાઠો | શેં ન નાઠો, |
| ૯ | ૧૫૪ | સતીને ઠયા | સતીને ત્રુઠયા |
| ૧૫ | ૩૩૧ | બાહુકે | બાહુક |
| ૧૮ | ૩૯૮ | કાંઇ ખો | કાંઇ રાખો |
| ૩૦ | ૬૪૬ | બળજો | બળ જો |
| ૩૬ | ૭૮૦ | રાતી | રાતી કરો, |
| ૪૨ | ૮૮૬ | દાસીને. | દાસને |
| ૪૨ | ૮૯૩ | પાંડવ વન | ખાંડવ વન |

# અનુક્રમણિકા.


| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| દમયંતીનો વિલાપ... | ૧ |
| હંસ ને દમયંતી...... | ૨ |
| દમયંતીની પરીક્ષા... | ૪ |
| દમયંતીને માથે આળ... | ૭ |
| દમયંતીની પ્રાર્થના... | ૮ |
| સુદેવની ટહેલ... | ૧૦ |
| દમયંતીની તાલાવેલી... | ૧૨ |
| નળની પરીક્ષા... | ૧૪ |
| મદાલસા ને ઋતુધ્વજ.. | ૧૬ |
| ઋતુધ્વજનો અચળ પ્રેમ | ૧૮ |
| મદાલસાનો મેળાપ... | ૧૯ |
| નરસિંહ મેહેતાની મોસાળાની તૈયારી | ૨૧ |
| મહેતાજી ને કુંવરબાઇ... | ૨૨ |
| કૃષ્ણભગવાન દામોદરદોશી... | ૨૫ |
| કૃષ્ણનું કપટ... | ૨૮ |
| કૃષ્ણ અને અહિલોચન... | ૨૯ |
| ભાભીઓની પડુદાઇ... | ૩૧ |
| પહોંચેલી ભાભીઓ... | ૩૩ |
| અભીમન્યુ ને ઉત્તરા... | ૩૪ |
| તીર્થવાસી ને નાણાવટી... | ૩૮ |
| સુધન્વા ને પિતાની પ્રતિજ્ઞા | ૪૧ |
| કુંભકર્ણની ગાઢનિદ્રા... | ૪૩ |
| રાવણને ઠપકો... | ૪૪ |
| નોટ્સ તથા વિવરણ... | ૪૬ |
| પરિશિષ્ટ—અ; સમાસ વિભાગ... | ૧૭૮ |
| પરિશિષ્ટ—બ; અલંકાર વિભાગ... | ૧૮૦ |
| પરિશિષ્ટ—ક; કાવ્યરસ... | ૧૮૪ |
| પરિશિષ્ટ—ડ; કવિ શ્રી પ્રેમાનંદનું જીવન ચરિત્ર— | ૧૮૬ |

# પ્રેમાનંદનાં કાવ્ય.



## સ્કુલ લીવીંગ સરટીફીકેટ એકઝામીનેશનને માટે મંજુર થયેલાં-નોટસ, વિવરણ સાથે.



### કડવું ૩૮—દમયંતીનો વિલાપ.

( રાગ રામગ્રી. )

ભૂલી ભમે છે ભામિની, નૈષધનાથની નાર રે,
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમાર રે. ભૂલી.
ધોવાયું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકૂળ રે;
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું છે પટકૂળ રે. ભૂલી. ૪
એવે દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઉલટરે;
પૂછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટરે. ભૂલી.
શાર્દૂલ દીઠો વાટમાં, વૈદર્ભી પૂછે ધરી વહાલ રે;
નૈષધનરેશ વાટે મળ્યા, છે તારા જેવી ચાલ રે. ભૂલી. ૮
સાવજ થાયે ગાભરો, ભય પામી નાશી જાય રે;
રખે વનદેવી મને ઝાલતી, પશુ અરિ કંપાય રે. ભૂલી.
પૂછે ઉંચા દ્રુમને, તારી ગગને ગઇ ડાળ રે;
તરૂવર જો મારી વતી, કહીં દીસે ભૂપાળ રે. ભૂલી. ૧૨
પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાંય રે;
નૈષધનાથ કયહુ દીઠડા, જોઉં છૌં વન માંય રે. ભૂલી.
તરૂ ઉત્તર આપે નહિ, તેમ તેમ રાણી રોય રે;
પુણ્યશ્લોક જ્યારે પરહર્યા, શત્રુ થયાં સર્વ કોય રે. ભૂલી. ૧૬
અજગર પડયો છે વાટમાં, વિકાશી મુખ ભાગ રે;
દમયંતીએ જાણ્યું નહિ, તેના મુખમાં મુકયો પાગ રે. ભૂલી.

ચરણ ગળ્યો જાનું લગે, વિષ ચઢી ગયું શરીર રે;
પડી બોમ સાદ નળને કરે, મુખે પાડે રીર રે. ભૂલી.
અજગર આનંદ પામીઓ, ભલું જડયું ભક્ષ રે;
વૈદર્ભી ઘણું વલવલે, ઉંચાં ચડી ગયાં ચક્ષ રે. ભૂલી.
કંઠ બંધાઇ કાચકી, મુખે પડીઓ શોષ રે;
મરણ સમે મૂકે નહિ, હૃદે રસના પુણ્યશ્લોક રે. ભૂલી.
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઇ રે;
પગ દીઠો અજગર મૂખમાં, તેણે શ્યામાને સાહી રે. ભૂલી.
પારધીએ અજગર મારીઓ, કોહોવાડાને ઘાયરે;
જતન કરીને મૂકાવીઓ, નળપત્નીનો પાય રે. ભૂલી.
વૈદર્ભીને વિષ ચઢયું નહિ, છે વાસવનું વરદાન રે;
કરતળ વાસ સુધા તણો, દેહી રહી પરમ નિધાન રે. ભૂલી.

( વલણ )

દેહી રહી પરમ નિધાન, હળાહળ ગયું ઉતરી રે;
કહે ભટ પ્રેમાનંદ પછે, શું દુઃખ પામી સુંદરી રે.

---

## કડવું ૧૧—હંસ ને દમયંતી.

( રાગ મારૂ. )

ચતુર ભીમકની કુમારી, તેણે અકળિત વાત વિચારી;
નથી હંસ દેતો મુને સહાવા, પણ નવ દેઉં એહને જાવા.
પંખી ધીરે કમળને કાજે, હાથ આપ્યા મને મહારાજે;
જોગવાઇ જગદીશે મેલી, મ્હારી કમળ જેવી હથેલી.
શરીર સઘળું કહીંએ સંતાડું, પાણુપંકજ એહને દેખાડું;
પોતાનાં વસ્ત્ર દાસીને પેહેરાવી, બેઠી ચેહેબચામાં આવી.
મસ્તક મુક્યું પલાશનું પાન, વિકાસી હથેલી કમળ સમાન;
મધ્ય મુક્યું જાંબુનું ફળ, જાણે ભ્રમર લે છે પીમળ.

પોતે નાસીકાએ ગણગણતી, ભામા ભમરાની પેરે ભણતી;
હંસે હરિવદની જાણી, ન હોય પંકજ પ્રેમદાનો પાણિ.
એસું જાઇ થઇ અજ્ઞાન, પરણાવવો છે નળ રાજન;
આનંદ આણી અંબુજ ભણી ચાલ્યો, બેસતાં અબળાએ ઝાલ્યો. ૪૪

દમયંતી કહે શેં નાઠો, હત્યા ગાહુઓ થઇને ગાઠો;
મને દોડાવી કીધી દુઃખી, મુવા પેહેલા હું ન ઓળખી.
તારા અવગુણ નહિ સંભારૂં, મને બાપના સમ જો મારૂં;
હંસ કહે શું જાઓ છો ફૂલી, નથી બેઠો હું ભમે ભૂલી. ૪૮

હુંમાં પ્રાક્રમ છે અતિઘણું, ચંચપ્રહારે તારા હસ્ત હણું;
દમયંતી કહે હંસ ભાઇ, તારે મારે થઇ મિત્રાઇ.
અન્યોન્યે તે બોલજ દીધો, હાથેથી મુકીને ખોળે લીધો;
તમો વિખાણ કીધું સબળ, તે બીઆ કોણ છે નળ ? ૫૨

તેહેનાં કોણ માત ને તાત, મુને વિખાણી કહો વાત;
હંસ બોલ્યો મુખે તવ હસી, અબળા દીશે ઘેલી કશી.
તેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય;
એ બીઆ મોટા ચતુરસુજાણ, જે હું નળની કરૂં રે વિખાણ. ૫૬

નળ દીઠો નહિ તે નર રોઝ, સાંભળ્યો નહિ તે ગ્રખડોજ;
જોયો નહિ તેનાં લોચન કેવાં, મોરપીછ ચાંદલીઆ જેવાં.
એટલામાં મન વિહ્વળ કીધું, ચિત્ત મહિલાનું આકર્ષી લીધું;
બેહુ કરજોડીને નમયંતી, હંસ પ્રત્યે કહે દમયંતી. ૬૦

હું પૂછું છઉં બીહીતી બીહીતી, નળની કથા કહો અધઇવિ;
છે બાળક વૃદ્ધ જોબનધામ, શે અર્થે નળ ધરાવ્યું નામ.
તમે આવડો જીભે વરણ્યો, છે કુંવારો કે પરણ્યો;
એવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી. ૬૪
નળ છે કુંવારો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા;
અમો કોટાનકોટ નારી નિરખી, ન મળે નળને પરણવા સરખી.

એકવાર બ્રહ્માએ શું કર્યું, સકળ તેજ એક પાત્રમાં ભર્યું;
તે તેજનો ઘડયો નળરાય, કાંઇએક રજ વાધી પાત્ર માંય. ૬૮
તેની એક થપોલી હવી, આકાશે ઉપન્યો રવિ;
વહાણે સાંઝે નળ બાહેર નીસરે, તેજવંત વનમાં ફરે.
સૂરજ ઝાંખી કાડે કાર, વહાણું સાંજ તેણે ટાહાડો પોહોર;
અદૃષ્ટ જ્યારે થાય રાજાન, નિશ્ચંત ભાનુ તપે મધ્યાહ્ન. ૭૨

( વલણ. )

મધ્યાહ્નને નળ જાય મંદિરમાં, માટે સૂરજ તપે ઘણું;
હંસ કહે હો હરિવદની, શું વિખાણુ કરૂં નળ તણું. ૭૪

---

## કડવું ૨૧—દમયંતીની પરીક્ષા.

( રાગ મારૂ. )

મન મોહ પામ્યો મહિપતિ, ધન્ય દેવ જે વરશે સતી;
ભોગી ભૂપને ભામનિ ભોગ્ય, ઘટે દેવને અમો અયોગ્ય.
નારિ પ્રત્યે નળ એમ કહે છે, જો તું જોગીરૂપને લહે છે;
અમો ન જાઉં વિષયાની વાટે, અહિંયા આવ્યો હું સાધવી માટે. ૭૮
હું તો દૂત છું દેવતાતણો, પાળું છું આચાર આપણો;
તારૂં પૂર્વ જન્મનું પુન્ય, ભાગ્યમાંહી કંઇ નથી ન્યૂન.
જે દેવદૂત ઘેર આવ્યો, મોદવર્ધન વાર્તા લાવ્યો;
અળગું કરીને અંતરપટ, કરૂં વાત આણીને ઉલટ. ૮૨
અમો રૂપ કોટાનકોટ ધરૂં, તજી સ્વાર્થ પરમાર્થ કરૂં;
સાંભળીને બોલ રસાળા, પટ તજીને નીસરી બાળા.
પ્રસ્વેદ મુકતા રહ્યાં ટપકી, બહાર નીસરિ વીજળી ઝબકી;
હિંડતાં હાલે જયમ દ્રુમવેલી. નળ નિકટ ગઇ ગર્વઘેલી. ૮૬

તારૂણીનો પ્રતાપ ન માયો, ઝબકારે નળ ઝંખવાયો;
દીઠી મદપુરણ માતંગી, નળ તકિયે બેઠો ઉઠંગી.
ઘુઘરી ઝાંઝરની ઝણઝણતી, પગને અંગુઠે પૃથ્વી ખણતી;
કર દીધો છે ગળસ્થળે, એવી નારી દીઠી નળે. ૯૦
પ્રેમે પ્રેમે થયાં બે ભેળાં, મોહ્યો મહિપતિ દેખી મહિલા;
સત્યવાદિયે સત્યજ રાખ્યું, મનથી પરણવું કાઢી નાખ્યું.
રખે ઇંદ્રિ નારિને નરખે, નળ મન પાછું આકર્ષે;
બેઠો આસને આસન વાળી, માંડી વાત તે સત્ય સંભાળી. ૯૪
પરમાર્થે દેવની વતી, ગોષ્ઠિ માંડી છે નૈષધપતિ;
અહો લલિતા અંબુજલોચની, સુખવર્ધની દુઃખમોચની.
બેસો આસને લજ્જા છાંડી, પૂછું વાત કહો મુખ માંડી;
કન્યા કહે કહો જે કહેવું, મને ઘટે છે ઉભા રહેવું. ૯૮
પર પુરૂષ બેઠાં કેમ બેસું, જાણે નળ તો કહેશે એ શું;
વારૂ થયું જે તમે મળીયા, શું નૈષધનાથે મોકલીયા.
વળી કહોને કહાવ્યું જેહ, સાંભળવા ઇચ્છું છું તેહ;
વળતા બોલ્યા વીરસેનસુત, નહિ નળનો હું દેવનો દૂત. ૧૦૨
નળ નળ મુખ શું ભાખે, તજી સુધા વિષ કાં ચાખે;
તજી સ્વજન શત્રુને કેમ મળીએ, મુકી ચંદન કાં વળગે બાવળીએ.
તજી રત્ન કોડી કો આણે, તજી મદગળ મહીષ પલાણે;
તજી ધેનુ અજા કો બાંધે, તજી સાળ કુસકા કોણ રાંધે. ૧૦૬
માટે હું છઉં તારો નેગીયો, દેવ તેજપુંજ નળ આગીયો;
ઘેલી નળ માનવ શા લેખે, અમરને તું કાં ઉવેખે.
વાસવ વહ્નિ ને વરૂણરાય, જમ આદિ વર્યાની ઇચ્છાય;
મોકલ્યો છે મળીને ચારે, તો હું આવ્યો છઉં માનવી દ્વારે. ૧૧૦
તું ત્રિભોવનપતિને ભજ, નળ અલ્પ જીવને તજ;
માગ અમરાવતીનો વાસ, અમર ઇક્ષુ ને નળ ઘાસ.

સુર પરણે તુંને નહિ મર્ત, નળ વરે દુઃખનું નહિ નિવર્ત;
સુરસંગે ભોગવવા ભોગ, નળ અલ્પ આયુષ ભર્યો રોગ. ૧૧૪

મનુષ્યને વ્યાધિ શત ને આઠ, મરિ મરિ અવતારનો ઠાઠ;
મનુષ્યને વિજોગ પીડે, આયુષ ઉતાવળું હીંડે.
મનુષ્યને ઘડીયે શત ઘાત, પીડે જ્વર શીત સન્નિપાત;
માનવ ભર્યા હોય મળમૂત્ર, ઘેલી તે સાથે ઘરસૂત્ર ? ૧૧૮

ગંગાજળ તજી કૂપનું અણાવે, તજી કીર કો કાગ ભણાવે;
દેવ સુખસમૂહના દાતા, નવ ઓસરે અમૃત પાતા.
ઇંદ્ર મંદિર હીંડોળે હીંચ, તુંથી દેવાંગના વૃંદ નીચ;
પી સુધા ભોગની વારૂણી, થા ત્રૈલોકપતિની તારૂણી. ૧૨૨

થઇશ અમર સુધાને પીતી, પરણ ઇંદ્રને જગ જીતી;
છાસઠ સહસ્ર રંભા આદે, થઇ તૃપ્ત વાસવ સંગસ્વાદે.
ઇંદ્રાણીને છે તારી બીક, રખે દમયંતી થાતી અધીક;
પરણી ઇંદ્ર સાચવ આ તક, જેની કલ્પવૃક્ષ પારિજાતક. ૧૨૬

રથ ઐરાવતનું સુખ લે રે, વરવા વાસવને હા કહેરે;
કરી શણગાર સર્વાંગે, ઘટે રહેવું ઇંદ્ર અર્ધાંગે.
વર વહ્નિને હો બાળી, નહિ સમો આવે વળી વાળી;
સર્વ દેવતાનું એ વદન, અગ્નિરૂપ તે કોટિ મદન. ૧૩૦

વળી વરવા ઇચ્છે છે જમ, તેને ના કહેવાશે કયમ ?
છે વરૂણને ઇચ્છા ઘણી, રઢ લાગી છે તમતણી.
મુકો બાળ અવસ્થાની ટેવ, ફરી માગું ન મોકલે દેવ;
હંસ મિથ્યા કરી ગયો લવ, રૂપહીણુ છે નળ માનવ. ૧૩૪

( વલણ. )

નળ માનવ કદરૂપ કાયા, નળ નિભંછ્યો નળે રે;
પોતે પોતાનું આપ નિભંછયું, તે દેવતાનો દૂત સાંભળે રે. ૧૩૬

## કડવું ૪૪—દમયંતીને માથે આળ.

( રાગ પરજીયો. )

ઈંદુમતી કહે બાઇ સાંભળ, લોકને કાં સંભળાવો;
કહે વૈદર્ભી પણ ચોરીયે, શા માટે અકળાવો.
હાથ માંહેથી હાર લઇને, ના કહે કેમ ચાલે;
તસ્કર કરીને તો બાંધે જો, વસ્તુ હાથે ઝાલે. ૧૪૦
મિથ્યા હું કહેતી નથી, કોણ માળા લે તુજ પાખે;
એવી ચોરટી હું હોઉં તો, રાજ માતા કેમ રાખે.
માતા મારીએ માન દીધું, સતી સરખી જાણી;
અસાધ્વી મને કેમ ઓળખી, શું લેતાં પ્રાણી છે પાણિ. ૧૪૪
અમે પરીક્ષા તારી કરી જો, ભરતારે પરહરી;
બાઇ હું મેહેણું જોગ થઇ, તમારા ઘરની પેટભરી.
ચોરી કરવી આંખ ભરવી, એ તે કયાંનો ન્યાય;
એવે રાજમાતા પધાર્યાં, રોઇ બંને કન્યાય. ૧૪૮
આપ આપણું દુઃખ કહે માતાને, નયણે ઢાળી આંસુ;
એક કહે મારો હાર લીધો, એક કહે ચોરી ફાંસુ.
ચતુરશિરોમણિ રાજમાતા, અંતરમાં વિમાસે;
માળા ગઇ તે મોટું અચરજ, સતીને કેમ કહેવાશે. ૧૫૨
તું તો દેવી જેવી દીસે છે, નારાયણની દાસ;
આપો હાર કલેશ નિવર્ત્તે, જો કીધું હોય હાસ.
સરખે સરખાંમાં હોય કૌતક, આપો હાર મોતી તણો;
રાજકુંવર રીસાળ ઘણું છે, જાણે થશે કલેશ ઘણો. ૧૫૬
માળા હોય આપણા ઘરની, તો ફરી શોધ નવ કીજે;
છે શ્વશુર પક્ષની સર્વે જાણે, તેને શો ઉત્તર દીજે.
હૃદય ફાટતે કહે દમયંતી, અપવાદ દીધો એવો;

હાં હાં બાઇજી હાર તમારો, લીધો છે મેં દેવો. ૧૬૦
ન ઘટે રાજમાતાજી તમને, દુઃખ દેવું વેર રાખી;
અમો ન હોઉં ચોરી કરનારાં, છઉં જશનાં અભિલાખી.
ઇંદુમતી કહે આપે છુટશો, શો શોહોર કરવો ઠાલો;
માળા મારી કરમાં મુકો, જો જશ હોયે વ્હાલો. ૧૬૪
સેવક સખીયો એમ કહે છે, એણીએ માળા લીધી;
મારો બાંધો તાણો પછાડો, અબળા આકળી કીધી.

( વલણ. )

કીધી એ નિશ્ચે ચોરટી, રાજમાતાએ જણાવી રીશ રે;
દમયંતી દુઃખ પામી ઘણું, પછે સમર્યા શ્રી જુગદીશ રે. ૧૬૮

## કડવું ૪૫— દમયંતીની પ્રાર્થના.

( રાગ મારૂ. )

હો હરિ સત્યતણા સંઘાતી, હરિ હું કહીયે નથી સમાતી;
હરિ મારે કોણ જન્મનાં કરતુ, પ્રભુ ચોરી થકી શું નરતું ?
હરિ હું શા માટે દુઃખ પામું, પ્રભુ જુઓ હું રાંકડી સ્હામું;
હરિ તમે ગ્રાહથી ગજ મુકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો. ૧૭૨
હરિ હું નથી દુઃખની ધીર, તમે છો વિપત સમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથબંધુ કહાવો.
હરિ હું હરખે હણાઇ, હરિ હું ચોરટીમાં ગણાઇ;
હરિ હું કેહેની ને કોણતણી, હરિ જુઓ હું રાંકડી ભણી. ૧૭૬
હરિ હું તારી સેવા ચૂકી, તો નળે વનમાં મુકી;
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે.

હરિ મેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે;
હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું. ૧૮૦
હરિ હું ભરતારે છાંડી, હવે દુઃખ કહું કેને માંડી;
હરિ મેં કોણ પાતક કીધાં, હરિ મેં સાધુને મેણાં દીધાં.
હરિ મેં રાખ્યું હોય સત્ય, જો વહાલા હોયે નળપત્ય;
મારા કોટિક છે અવગુણ, પણ તમે તો છો રે નિપૂણ. ૧૮૪

અપરાધ સર્વ વિસારી, ચઢો વિઠ્ઠલા વ્હારે મારી;
જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મારો હું તજીશ.
એવું રહીને આંખે ભર્યું જળ, અમો અબળા તણું શું બળ;
એવું મનમાં ધર્યું ધ્યાન, સતીની વારે ચઢ્યા ભગવાન. ૧૮૮

અંતરજામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી;
કહે માશીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ.
સાક્ષી સૂરજ વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યાય;
બાઇ હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો. ૧૯૨

એવું કહેતામાં કળિજુગ નાઠો, ત્યારે તડાક તોડલો ફાટયો;
માંહિ થકો પડયો નીસરી હાર, સતીને ત્રુઠયા વિશ્વાધાર.
અંતરિક્ષથી અકસ્માત, વરસ્યો હાર તણો વરસાદ;
એક એકપેં અદકાં મોતી, રાજમાતા ટગટગ જોતી. ૧૯૬

પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે;
બાઇ તું છે મોટી સાધ, મારો ક્ષમા કરો અપરાધ.
ઇંદુમતી થઇ ઓશીયાળી, મુખડું ન દેખાડે વાળી.

( વલણ. )

વાળિ મુખ દેખાડે નહીં, એમ સત્ય સતીનું રહ્યું; ૨૦૦
પ્રહદશ્વ કહે છે ધર્મને, પછે વિદર્ભ દેશમાં શું થયું રે.

## કડવાં પરમાંથી—સુદેવની ટેહેલ.

( રાગ આશાવરી. )

સુદેવને તેડી સ્તુતિ કીધી, આંસુ નયણે ઢાળી રે;
નૈષધનાથને કાણુ મેળવે, હો ગુરૂજી તમ ટાળી રે.
જન્મનાં તમે છો હેતસ્વી, કારજ મનથી કરવું રે;
ન ઘટે કલાની વાટ જોવી, શોધવા નીસરવું રે. ૨૦૪

ધીરજ આપી નૈષધનારને, વેષ નાનાવિધ ધરતો રે;
દમયંતીએ શીખવ્યો હીંડે, ટેહેલ સઘળે કરતો રે.
રથે બેઠો ફરે મુનિવર, સેવક સેવા કરે રે;
જ્યાં ગામ આવે ત્યાં કળા પાડી, વેષ ટેહેલીયાનો ધરે રે. ૨૦૮

દોઢ માસ ગયો અટણ કરતાં, આવ્યો અયોધ્યા માંય રે;
સભામાંહે ટેહેલ નાંખી, જ્યાં બેઠો ઋતુપર્ણ રાય રે.
અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ, પરિત્યાજ તેનો કીધો રે;
ધર્મધોરિંધર ધિક્ક તુજને, ફરી તપાસ ન લીધો રે. ૨૧૨

રંકે રત્નનું જત્ન ન થાયે, જાત નીવડી નેટ રે;
વિલપે છે વસ્તુ વોહોરતીઆ વિના, કાં ભરે પરઘેર પેટ રે.
કુળ લજાવ્યું કરમી માણસે, કિર્ત્તિ કીધી ઝાંખી રે;
જ્ઞાની પુરૂષ વિચારી જોજો, ટેહેલ સુદેવે નાંખી રે. ૨૧૬

સભા સહુ વિસ્મે થઇ કાંઈ, ટેહેલ છે મર્માળી રે;
ગેહેલીયો ટેહેલીયો કરીને કહાડયો, કોઇ ઉત્તર નાપે વાળી રે.
સુદેવ ગયો હયશાળામધ્યે, ટેહેલ નાંખી તેણે ઠાર રે;
મહિલાનાં કહાવ્યાં વચન સુણીને, બાહુક નિસર્યો બહાર રે. ૨૨૦

કદ્રજ કાયા કામળ હોડી, કરમાંહે ખરેરો રે;
પ્રગટ ખારે ખંખારીને બોલ્યો, તીખો ને તરેરો રે.

કારમો સરખો કપોળ ચડાવે, ટુકડા કર નચાવે રે;
નાસિકાએ સડકા તાણે ને, નયણાં મચમચાવે રે. ૨૨૪
ભારે વચન કહ્યાં તે બ્રાહ્મણ, નીસર્યો મેણાં દેવા રે;
વસ્તુને વિપત તો વોહોરતીઓ, કરતો હશે પરઘેર સેવા રે.
વોહોર્યું તે કાંઇ રત્ન જાણીને, કાચ થઇ નીવડયું રે;
તત્વરહિત માટે તજ્યું છે, નથી છૂટી પડયું રે. ૨૨૮
તેહ મિત્રને તજીયે જેહનું, મળવું મન વિના ઠાલું રે;
તે સ્ત્રીને પરહરીયે જેહનું, પિયુ કરતાં પેટ વહાલું રે.
વાંક નહિ હોયે વોહોરતીઆનો, રહ્યો હશે નિજ ધર્મે રે;
વસ્તુ વિપત પામતી હશે તે, પોતે પોતાને કર્મે રે. ૨૩૨
ગૂઢ વચન કહી ઘોડારમાં, બાહુક જઇને બેઠો રે;
સુદેવ તો સાંસામાં પડયા, પ્રાણ વિચારમાં પેઠો રે,
એ બોલી તો નૈષધનાથની, હારદ અનાહૂત રે;
નળ ભૂપ એને કેમ કહી માનું, રૂપે બીજો ભૂત રે. ૨૩૬
જઠરભરણ કો રીસનું જાણું, ફરી ન જાય બોલાવ્યો રે;
પડોશીને પૂછી કહાડયું, ત્રણ વરસ થયાં આવ્યો રે.
રાજાએ પ્રીત કરીને રાખ્યો, અશ્વવિદ્યા કાંઇ જાણે રે;
પવિત્ર નૈવેદ્યને પાળે, વિજોગનું દુઃખ આણે રે. ૨૪૦
એવું સાંભળી સુદેવ ચાલ્યો, આવ્યો વિદર્ભ દેશ રે;
વૈદર્ભી તવ આનંદ પામી, વિપ્ર પૂજ્યો વિશેષ રે. ૨૪૨

## કડવું ૫૪—દમયંતીની તાલાવેલી.

( રાગ ગોડી. )

દમયંતી કહે દાસીને, સુણ સાધવી;
છે વિપ્રનો વાયદો આજ, મહિલા માધવી;
તેડ ઋતુપર્ણ આવશે, સુણ સાધવી;
જો હોશે નળ મહારાજ, મહિલા માધવી. ૨૪૬

અવધ પહોંચી છે વનતણી, સુણ સાધવી;
થયા ત્રણ સંવત્સર, મહિલા માધવી.
એવડા અવિનય શા વસ્યા, સુણ સાધવી;
પ્રભુ ફરી ન તપાસ્યું ઘર, મહિલા માધવી. ૨૫૦

ન સંભાર્યાં બાળક બાહુઆં, સુણ સાધવી;
કઠણ પુરૂષનાં મન, મહિલા માધવી.
હું મોઇ જીવી જોઇ નહિ, સુણ સાધવી;
વેઠયું હશે કેમ વન, મહિલા માધવી. ૨૫૪

ઓ વાયસ બોલે બારણે, સુણ સાધવી;
મન ઉપજે હરખ તરંગ, મહિલા માધવી.
આજ ફરકે ડાબી આંખડી, સુણ સાધવી;
વળી ફરકે ડાબું અંગ, મહિલા માધવી. ૨૫૮

શું મનનો માન્યો આવશે, સુણ સાધવી;
થાશે શુકન કેરાં ફળ, મહિલા માધવી.
શ્રવણે વધામણી સાંભળું, સુણ સાધવી;
કો કહે પધાર્યા નળ, મહિલા માધવી. ૨૬૨

વધ થાશે વેરી વિજોગનો, સુણ સાધવી;
ગયો જડશે સંજોગ, મહિલા માધવી.
વીરસેન સુત આવશે, સુણ સાધવી;

ત્યારે ટળશે સઘળો રોગ, મહિલા માધવી. ૨૬૬
કો કહેશે આવી વધામણી, સુણ સાધવી;
નથી આપવા સરખી વસ્ત, મહિલા માધવી.
અર્પીશ હાર હૃદયાતણો, સુણ સાધવી;
પ્રણમીશ જોડીને હસ્ત, મહિલા માધવી. ૨૭૦
બારીયે બેસી નીહાળીયે, સુણ સાધવી;
એવે ઉડતી દીઠી રજ, મહિલા માધવી.
આ રથ આવે છે ગરજતો, સુણ સાધવી;
વળી ફરકે ગગને ધ્વજ, મહિલા માધવી. ૨૭૪
આ પડઘી પડે અશ્વચરણની, સુણ સાધવી;
એ હાંકણીમાં છે વિચાર, મહિલા માધવી,
આ પરોણો ઉંચો ઉછળે, સુણ સાધવી;
હોય નળમુખનો ટચકાર, મહિલા માધવી. ૨૭૮
રથ આવ્યો ગામને ગોર્વાદરે, સુણ સાધવી;
હા હા હોય અયોધ્યાભૂપ, મહિલા માધવી.
દીસે સુદેવ મેલે લૂગડે, સુણ સાધવી;
પણ હાંકણહાર કરૂપ, મહિલા માધવી. ૨૮૨

( વલણ. )

કરૂપ બેઠણ રથતણો, કયમ કહીએ એ નળરાય રે;
અવસ્થા જોઇ ગામની, ઋતુપર્ણ દુઃખીયો થાય રે. ૨૮૪



## કડવું ૫૮—નળની પરીક્ષા.

( રાગ સામગ્રી. )

બાહુકે દીઠાં બાહુંઆં, ઉલટયું અંતઃકર્ણ;
દામણાં મારાં બાળકાંને, દેખીને આવે મર્ણ. બાહુકે.
કળજુગે કલ્પાંતજ કીધું, બાળક વરત્યાં મોસાળ;
કોણ કૃત્ય મેં આચર્યાં, તજી અબળા અંતરિયાળ. બાહુકે. ૨૮૮
સંજોગસાગર ઉલટયો, નયણાં શ્રાવણ સમાન;
આલિંગન દેવા કારણે, સુતને કીધી સાન. બાહુકે.
મળવાને તેડયાં મીઠડાં, કર લાંબા કીધા ધીશ;
છળ્યાં બીહીનાં બાળક તે, પાડે ચીસે ચીસ. બાહુકે. ૨૯૨
દાસીએ ચાંપ્યાં હૃદય સાથે, કીધો બાહુકને તિરસ્કાર;
રહેવા દે તારૂં રમાડવું બાઇ, રૂએ છે રાજકુમાર. બાહુકે.
બાહુક કહે બાળકને મને, સાંઇ દેવાનો સ્નેહ;
નારે બાઇડા ભેટતાં થાયે, કાળી કુંવરની દેહ. બાહુકે. ૨૯૬
છે છત્રપતિનાં છોકરાં, તને મળવાનું કેમ મન;
શે દુઃખે થાએ છે ગળગળો, રોતાં ફુટશે લોચન. બાહુકે.
બાહુક વળતો બોલીયો મારે, એવાં બાળકની જોડ;
આ દેખીને તે સાંભર્યાં, થયું રમાડવાનું કોડ. બાહુકે. ૩૦૦
દાસીયે કહ્યું દમયંતીને, બોલ્યા બાહુકની વાત;
બાઇ આશ્ચર્ય દીઠું અતિઘણું, કાળો કરે આંસુપાત. બાહુકે.
દમયંતીયે પુછ્યું ભીમકને, નળની પડે છે ભ્રાંત;
આજ્ઞા હોય તો બાહુકને, પૂછું તેડી એકાંત. બાહુકે. ૩૦૪
ભીમક કહે સતી સુતા, તુને શું દેઉં શિક્ષા;
સુખે બોલાવો બાહુકીયાને, કરો નળની પરીક્ષા. બાહુકે.
વૈદર્ભી આવ્યાં અંતઃપુરમાં, જ્યાં પોતાની મેડી;
આજ્ઞા આપી દાસીને, લાવો બાહુકને તેડી. બાહુકે. ૩૦૮

શીઘ્ર આવી સાહેલડી, અંતરમાંહી ઉલ્લાસ;
ઉઠો બાહુકજી ઉતાવળા, દમયંતીની પાસ. બાહુક.
રાયજી વળતો બોલિયો, હું છું દીન કંગાલ;
વરવા સાથે વૈદર્ભીને, વાત કર્યાનું શું વહાલ. બાહુક. ૩૧૨
સોમવદની સુંદરી, સારંગનયનિ સુજાણ;
વાત કરતાં બ્રહ્મચર્ય ભાગે, વાગે મોહનાં બાણ. બાહુક.
પરઘર મહિ અમો નવ પેસું, સ્ત્રીનાં ચંચળ મન;
સાધુ પુરૂષને સદ્ય પાડે, આવીને દે આલિંગન. બાહુક. ૩૧૬
દાસીને તવ હાસ્ય આવ્યું, દૈવના કૌતક જોય;
વિશ્વમોહિનિ દમયંતી તે, આ બિયાને ક્યમ નહિ મોહ્ય. બાહુક.
બોર ન ખાય કો કર તણાં, વિપરિત વપુનું વાન;
એવાં ઉપર વળી કર્મ લડયાં, વળી રૂપનું અભિમાન. બાહુક. ૩૨૦
બળાત્કારે તેડયો બાહુક, દાસી થઇ બાંહેધર;
નીચી નાડે નળ ચાલ્યો, જ્યાં ગૃહીણીનું ઘર, બાહુક.
જાતાં કહે છે કિંકરિને, બ્રહ્મચર્યને છે ઘાત;
વૈદર્ભી વિકારે ભરી, મને વશ કરવાની વાત. બાહુક. ૩૨૪
માધવી કહે બોલ્ય વિચારી, કોણ ભાગે છે ધર્મ;
વૈદર્ભી તને ક્યમ નહિ વરે, કરે અગ્નિકર્મ. બાહુક.
નથી આશરો ગયા તણો, કહી ભીડાવ્યાં કપાટ;
દાસીયે દેખાડી આંખડી, ત્યારે ચાલ્યો પાધરી વાટ. બાહુક. ૩૨૮
બાહુકને બારણે બેસાર્યો, ઢાળી રૂપાનો બાજઠ;
દમયંતી ઉમરા ઉપર બેઠી, આડું ધરી અંતરપટ. બાહુક.
બાહુક ખુંખારે આળસ મોડે, માંડયાં વિષયીનાં ચિહ્ન;
ચિત્ત મળ્યું ત્યાં ચક કશોરે, જો નથી ભિન્ના ભિન્ન. બાહુક. ૩૩૨

( ઉથલો. )

જો નથી ભિન્નાભિન્ન તો, મધ્યે અંતરપટ કશું;
નહિ બોલો જો મન મૂકી, તો અમો ઉઠીને જશું. ૩૩૪

## મદાલસા ને ઋતુધ્વજ.

( રાગ પરજીયાની દેશી. )

પિતાજીકેરાં વચન સુણીને, પુત્ર પડિયો ભોમ;
કુંવર પાસે અશ્વ હતો, તે ઉડી ચાલ્યો વ્યોમ.
અચેતન થયો ઋતુધ્વજ, શરીરે વાધ્યું શીત;
કાષ્ટવત્ કાયા થઇ રે, બ્રહ્માણ્ડ ચઢિયું ચિત્ત. ૩૩૮

ચિત્તભ્રમ થયો કુંવર, ભીતર જ્વાલા લાગી;
હા હા નારી કરતો ઉઠયો, મૂર્છા હતી તે ભાગી.
મુગટ વહોણાં મસ્તકે, રેણુથી ભરાતા કેશ;
કામની કામની કરતો ધાયે, ઘરમાં કરતો પ્રવેશ. ૩૪૨

મેડી અટારી ને ગોખ જોયાં, સૂની દીઠી સેજ;
શું હાસ્ય કરી સંતાયાં નારી, બોલો માગું હેજ.
એમ ન કીજે હો એમ ન કીજે, મદાલસા મુજ સમ;
જેમ ચલાવો તેમ ચાલું, જે પડે મુજને ગમ. ૩૪૬

કુંથને કાં કકળાવો કામની, તમો મુને ઘણું વહાલાં;
એમ કહીને રોવા લાગ્યો, વળી જુવે ખુણાખંચાળા.
દાસી કહે સ્વામી શું બોળો, ઉપર રૂઠયા શ્રી ભગવાન;
આપણું ઘર ઉદવસ્ત કરી, રાણીએ વસાવ્યું સ્મશાન. ૩૫૦

તે તો હાથ કદિ ન આવે, જો ઉપાય કીજે લાખ;
કનકવરણી કાયા જેની, બાળીને કીધી રાખ.
એવો બોલ તે દાસી કેરો, સ્વામીથી કેમ સંખાય;
તમનો તેમ ઉઘાડે મસ્તક, સ્મશાન ભણી તે જાય. ૩૫૪

આવીને ઉભો રહ્યો જ્યાં, રામાની રાખોડી;
પ્રદક્ષિણા તે પૂઠે કરતો, પોતાના બેઉ કર જોડી.

શું ભામિનીજી ભસ્મ થયાં છો, સમ વિસરજો દંડ;
મારા સમ જો બોલો નહિતો, દેહ કરીશ શત ખંડ. ૩૫૮

દહાડી સાદ કરૂં છું તમને, તમો શેં મુને નથી કરતાં;
હો કોકીલાનાદી વિચારજો, હું મુવો છઉં તું મરતાં.
એમ શું કરો છો છોકરવાદી, પાણી પાઓ પ્રેમદા;
ઉઠો વહેલાં ઉઠો વહેલાં, પતિની જાણી આપદા. ૩૬૨

મન વ્યાકુળ તે કાંઇ ન જાણે, બોલે ઘેલાં ઘેલાં;
તારૂં મૃત્યુ કેમ થયું રે, હું થયો ન તુથી પહેલાં.
બન્નો હાથથી ઉસરડીને, રાખોડીનો ઢગલો કીધો;
પામરીમાં ગાંસડો બાંધી, મસ્તક ઉપર લીધો. ૩૬૬

પછે દેશમાં ફરવા લાગ્યો, અમથો બારેવાટ;
રખે કો વળી એને મારે, રાજા મન ઉચ્ચાટ.
માત પિતા એ પુઠે ફરે, કહે કુંવર પાછો આવ;
દારૂણ વનમાં પરવર્યો જોતાં, પર્વત ગુહા ને વાવ. ૩૭૦

વિકટ વાટે ચાલતાં, પૂંઠે ધાયાં રાજા રાણી;
ઋતુધ્વજ પાછો નવ દીઠો, જેનો પ્રેમદામાં છે પ્રાણી.
તટ આવ્યું ત્યાં ગંગા કેરૂં, બેઠો રાજકુમાર;
ભજન મુખે ભામિનીનું, નયણે તે જલની ધાર. ૩૭૪

( વલણ. )

ઝરે નયણે અશ્રુ ઘણાં, ધ્યાન નારીનું તે ધરે રે;
પછે માત પિતા ત્યાં આવી મળ્યાં, ને કાલાવાલા કઇ પેર કરે રે. ૩૭૬

## ઋતુધ્વજનો અચળ પ્રેમ.

( રાગ મારૂ, સોરઠીની ચોપાઇ. )

ઋતુધ્વજ તે બોલ્યો વાણી, આંખડીએ ભરીને પાણી;
ઘેર આવું શું સુખ જાણી, હાય મોઇ મદાલસા રાણી.
કરશો શી સગાઇ વખાણી, આવું અબળાને આપજો આણી;
જો દઢ હોય પુરૂષપુરાણી, તો યે ન મળે મદાલસા રાણી. ૩૮૦

તેનું મુખ જુવે જે પ્રાણી, કેમ વિખાણું મમ ધણિયાણી;
માયા કેમ જાય ભૂલાણી, પીલાય છે દુ:ખની ઘાણી.
માટે આશા મેલો મારી, મારી શી સગાઇ સંભારી;
ત્યાંથી ઉઠીશ વાત નિરધારી, જ્યારે બોલે મદાલસા નારી. ૩૮૪

મેં તો પૂજ્યા નથી મોરારી, તે વાત તો મંન વિચારી;
જો સેવ્યા હોય ઉમયા ધારી, કેમ મરે ગાંધર્વકુમારી.
માત પિતા ન રાખો વારી, અમો જોગી તમો સંસારી;
જો આવે ઉઠાડવા ત્રિપુરારી, તો યે હું નવ જાઉં હારી. ૩૮૮

તમો મન માને તેમ કરજો, મેં તો ગૃહસ્થાશ્રમને વરજ્યો;
અભાગિયો હું તમો પેટ સરજ્યો, એવું જાણીને પાછા ફરજો.
નિશ્ચે હું થયો જોગદ, કાં ખપ કરો છો ફોકટ;
જે વાટે હું લુંટાયો, તે વાટનો શોધ કયમ પાયો. ૩૯૨

સર્વે થયું મારે નિકંદન, હું તો છઉં ભાયેગ મંદ;
મેં તો સગાઇ તમારી તોડી, તે માટે ચોળી મેં રાખોડી.
ત્યારે બોલ્યાં છે માવડી, મુને કયાં સેકે છે આવડી;
વહુઆરૂ સર્વની મરે, પણ તારી પેઠે કોઇ ના કરે. ૩૯૬

મારૂં કહ્યું કુંવરજી કરો, મારા સમ તમે પાછા ફરો;
ભાવ સગાઇ તો કાંઇ રાખો, એમ તરછોડી શેં નાખો.

કહ્યું નવ માન્યું લવલેશ, કુંવરને મન વાધ્યો ક્લેશ;
એવો વિચાર માતતાતે કર્યો, તવ કુંવર ત્યાંથી નાસી ગયો. ૪૦૦
વૃદ્ધ પડયાં પૃથ્વીએ ટળવળી, અયોધ્યા ચાલ્યાં કળકળી;
વડ્ડ દીકરાનું દુઃખજ છાંડિયું, શત્રુજીતે રાજ્યાસન માંડિયું.
એ કથા તો એટલેથી રહી, ઋતુધ્વજની શી ગત થઇ;
માબાપની માયા તે છાંડી, બેઠો ગંગાતટે તપ માંડી. ૪૦૪
નારીની ભસ્મ હેઠે પાથરી, મુખે મદાલસા સુંદરી;
માથે જટા તડકે બળતો, નાથ નારી સારૂ ટળવળતો.
મૂખ વિકાસી કરે બહુ નાદ, કરતો મદાલસાને સાદ;
રોઇ રોઇ કર્યાં રાતાં ચક્ષ, થયો દુર્બલ નવ પામે ભક્ષ. ૪૦૮
મૂખે કાઢું વાધીયું, તરણિ કાજે તંન સંતપિયું;
મનમાં મદાલસા તણો છે સાંસો, કાયા થઇ શ્યામ જપતપ ત્યાં વાસો.

( વલણ. )

મદાલસાનું સ્મરણ હવું, એ કથા એટલેથી રહી રે;
વાર લાગી વીરને પછે, નાગને ચિંતા થઇ સહી રે. ૪૧૨

---

## મહાલસાનો મેળાપ.

( રાગ રામગ્રી દેશી. )

કર જોડી કુંવર વદે, મુને વિદાયજ કીજે;
અમો જોગીને ભોગ ઘટે નહિ, તે માટે આજ્ઞા દીજે.
અરજક વળતું બોલીઆ, મનગમતી વસ્તુ માગો;
લજ્જા મનથી પરહરી, જ્ઞાન માંયથી જાગો. ૪૧૬

ઋતુધ્વજ વળતું બોલીઓ, તમો સાંભળોની રાય;
મારે જે કંઇ માગવું, તે ઇંદ્રથી ન અપાય.
રાજસુખ સહુ પરહર્યું, ને થયો વિયોગે વેરાગી;
જોગીને શું માગવું રે, મેં લક્ષ્મી પરિત્યાગી. ૪૨૦
નાગ કહે એમ ના કીજે, મુજ ઘેરથી પાછા જાઓ;
ઘટિત હોય તે માગીએ, રાય જે થકી સુખી થાઓ.
ત્યારે મન માન્યું ભૂપતિનું, માગું છું હવે પ્રાણી;
ખચીત વાત એ આપશે, મદાલસા મુજ રાણી. ૪૨૪
બોલ બોલી ગળે પાછો. ખરે નયણે અશ્રુધાર;
સુવર્ણની સાંકળ જેવી, નાખવી પૂરવાર.
તે માગ કહેતાં રહે નહિ, બોલ્યો તે તો વળતો;
કાણે જોયું કાણે સાંભળ્યું, પછે બોલ્યો તે ગળગળતો. ૪૨૮
અણઘટતું માગું છઉં, જો કહો છો સહુ કોઇ;
જીવતી કરી આપો મુને રે, મદાલસા જે મોઇ.
નાગ કહે શું માગિયું, એક મદાલસા નાર;
નવ નવી કન્યા કોમળી, આણી આપું હજાર. ૪૩૨
઼ઓ પેલી ઓરડી વિષે, જઈ ભણો નૌતમ નેક;
પ્રેમ હશે તો બોલશે, મદાલસા વાયેક.
સુણી રાય આવ્યો ડગમગતો, ઓરડા લગી ચાલી;
હાંક મારી હો પ્રેમદા,. બેઠો કમાડ તે ઝાલી. ૪૩૬
અન્યોઅન્ય નૌતમ વિલાસે, વાણી થકી અતિ લાડો;
અન્યોઅન્ય પ્રીત બહાર પડતાં, ફાટયાં બેઉ કમાડો.
ઓરડી ઉઘડી ગઇ ને, ભરાયાં લોચન્ન;
સામસામાં વળ્યાં બન્યો, થયાં મન પ્રસન્ન. ૪૪૦
વળગ્યો તે વછૂટે નહિ, સ્નેહની અતિ કહાણી;
નાગ સર્વે હરખિયા, પ્રીતિ સ્નેહ પરસ્પર જાણી.

( વલણ. )

વાદે વધા તે વાદ સહુ, ને મળ્યાં નર ને નાર રે;
સુખ પામ્યા સંસારનું, હવે જાય અયોધ્યા કુમાર રે. ૪૪૪

---

## નરસિંહ મહેતાની મોસાળાની તૈયારી.

( રાગ ધનાશ્રી. )

ઓખલે પંડયે પત્રજ આપ્યું, મેહેતાજીને હાથજી;
વધામણી કાગળમાં વાંચી, સમર્યા વૈકુંઠનાથજી.
મામેરૂં પુત્રીને કરવું, ઘરમાં નથી ખોટો દામજી;
ત્રીકમજી તેવડમાં રહેજો, દ્રવ્ય તણું છે કામજી. ૪૪૮
ભોજન કરાવી દક્ષણા આપી, મેહેતો લાગ્યા પાયજી;
મોસાળું લઇ અમો આવીશું, પંડયો કીધો વિદાયજી.
નરસિંહ મેહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણવ સંતજી;
મોસાળું લેઇ આપણે જાવું, છે કુંવરબાઇનું સીમંતજી. ૪૫૨
જૂની વેલ્ય ને ધુંસરી વાંકી, સાંગી સોટા ભાંગીજી;
કોના તળાવા ને કોની પિંજણીઓ, બળદ આણ્યા બે માગીજી.
મેહેતાજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીશજી;
ત્રણ સખીઓ સંગાથે ચાલી, વેરાગી દશ વીશજી. ૪૫૬
સંપુટ ત્રાંબાની દાબડીઓ, તેમાં બાળમુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનંદજી.
વેલ્યની પૂંઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજીંત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળસી કાષ્ઠ પવિત્રજી. ૪૬૦
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસીમાળજી;
નરસૈયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી.

બળહીણા બળદો શું હીડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને ઢાળ ચઢાવે, જે જે વૈકુંઠનાથજી. ૪૬૪
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી જાયજી;
પડયાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતક કોટી થાયજી.
સાલે સાલ જુજવા દીસે, રથ તણા બહુ વક્રજી;
સાંગીનો બહુ શબ્દજ ઉઠે, ચૂચવે છે બહુ ચક્રજી. ૪૬૮
ચડે બેસે ને વળી ઉતરે, લે રામકૃષ્ણનું નામજી;
મધ્યાહ્નને મેહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉના ગામજી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરના લોકજી;
કોડ પોહોંતાં કુંવરવહુનાં, મામેરૂં છે રોકજી. ૪૭૨

( વલણ. )

રોક મામેરૂં મહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવની વસાત રે;
એકેકી માળા આપશે તો, પહેરશે નાગરી નાત રે. ૪૭૪

---

## મહેતાજી અને કુંવરબાઇ.

( રાગ મારૂ. )

સુણી શ્રીરંગ મેહેતો આવ્યા ધાઇ, ભાવે ભેટ્યા બંને વેવાઇ;
મળ્યો જમાઇ જમાઇનો ભાત, મળ્યો સહુ નાગરનો સાથ.
કપટે ભેટી પાછા ખસે, જોઇ જોઇ સામગ્રીને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મચ્છર વિશેક. ૪૭૮
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાંનું નહિ નામ;
કાણું છાજ ને જૂની વળી, ભીંતો દોહલી ખેવડી વળી.
ઝાઝા માંકણ ઝાઝા જુઆ, ત્યાં મેહેતાના ઉતારા હુઆ;

વેવાઇ ગયા ઊતારો કરી, બોલે હસણી નાત નાગરી. ૪૮૨
કુંવર વહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરીને ખોઇએ પાપ;
મેહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી.
મન વિના મેહેતાને નમે, સારૂં થયું જે આવ્યા તમે;
માંહેમાંહે કહે સુંદરી, ગેહેતો દીઠે દીઠા હરિ. ૪૮૬

જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર તુઠડો;
કુંવર વહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મેહેતાજી તણા, બગાઇઓ શબ્દ કરે છે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રહેશે રંગ. ૪૯૦
આ ગાંઠડી વળગાડી લટકે, તાળનાં જોડાં બાંધ્યાં પટકે;
તુળસી કાષ્ઠતણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો.
છાબમાં તુળસીદળ મુકશે, ઉભો રહીને શંખ ફૂંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પૂરૂં થાશે. ૪૯૪

એમ નાગરી કૌતક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવરબાઇએ જાણી વાત, મોસાળું લઇ આવ્યા તાત.
ઉતાવળી મળવાને ધસી, બોલી નણદી મર્મે હસી;
દૂર થકી દીઠી દીકરી, મેહેતાએ સમર્યા શ્રીહરિ. ૪૯૮

અન્યોઅન્યે નયણાં ભરી, ભેટયાં બેઉએ આદર કરી;
મેહેતે મસ્તક મુકી હાથ, પાસે બેસાડી પૂછી વાત.
કુંવરબાઇ કહો કુશળ ક્ષેમ, સાસરીયાં કાંઇ આણે છે પ્રેમ;
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે હરિ. ૫૦૨
કુંવરબાઇ બોલી વિનંતિ, મોસાળું કાંઇ લાવ્યા નથી;
નાગરી નાતે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઇ નવ ગણે, નવ રાખે ઉભો આંગણે. ૫૦૬
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાંહી ગણાય તેહ;

લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઈ બીજું નહિ.
પિતાજી કાંઈ ઉદ્યમ ન કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવારી કેમ, પિતાજી તમે વિચારો એમ. ૫૧૦

નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથી માટલી ચોળી ને ઘાટ, એમ શું આવ્યા બારોવાટ.
કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મોઇ મરતે માત;
માતા વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર. ૫૧૪

જે બાળકની માતા ગઇ મરી, બાપની સગાઇ સાથે ઉતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત.
સુરભી મરતાં જેવું વચ્છ, જળ વિણુ જેવું તલ્પે મચ્છ;
ટોળા વછોઇ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી. ૫૧૮

લવણુ વિના જેવું ફીકું અન્ન, ભાત્ર વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.
ઘડો ફૂટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર. ૫૨૨

શિદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પાંચપચાસ;
શંખ તાળ ને માળા ચંગ, એ મોસાળું કરવાના ઢંગ.
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહીને રોઈ દીકરી;
મેહેતે મસ્તક મૂક્યો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ. ૫૨૬

## કૃષ્ણભગવાન દામોદર દોશી.

( રાગ પ્રભાતિઉં. )

ઉધડકી ઉઠિયો, વેગે વૈકુંઠપતિ, ગરૂડ ક્યાં ગરૂડ ક્યાં વદત વાણી;
ચાલ્ય ચતુરાં, ચતુર્ભુજ ભણે ભામિની, નષ્ટ નાગરે મારી ગત જાણી. ઉ.
નરસૈંયો નાગરો, ભક્ત તે માહરો, છાબ ભરો તેહની શીઘ્ર થાઓ;
જન ઘણા હઠ કરે, ગયા વિના નવ સરે, રિદ્ધ સિદ્ધિ લેઇ સખી જાઓ. ઉ. ૫૩૦
હાથ હેમ સાંકળાં, નંગ બહુ નિર્મળાં, શુભ શણગાર જઇ અંગ સારો;
રીત ને ભાત્ય, રોકડ રખે વિસરો, દીન થઇ કરગરે દાસ મારો. ઉ.
ચીર ચરણાં ઘણાં, હોય ચતુરે વણ્યાં, અધિક એક એકથી અમૂલ્ય જાણો;
સ્વપ્ને કો નવ પડે, નામ કો નવ જડે, અંગ આળસ તજી એહ આણો. ઉ. ૫૩૪
ઇંદ્ર બ્રહ્મા જેનો, પાર પામે નહિ, માગે મુખ બોલતાં વદત વાણી;
નાથ લક્ષ્મીતણો, એણી પેર આવિયો, અગણિત ગાંઠડી સંગ આણી. ૫૩૬

( રાગ મારૂ. )

ભક્ત નરસિંહનું દુઃખ જાણી રે, ઉઠી ધાયા પુરૂષપુરાણી રે;
થાય શેઠ તે સારંગપાણિ રે, સાથે લક્ષ્મી થયાં શેઠાણી રે.
નંદ સુનંદ ગરૂડ સાથે રે, વસ્ત્ર ગાંઠડીઓ તેને માથે રે;
રથે બેઠા શ્રી ગોપાળ રે, ધમકે ધોરી ને ઘુઘરમાળ રે. ૫૪૦
લોકે ઓળખ્યા નહિ જગદિશ રે, સાથે વાણોતર દશ વીશ રે;
સર્વે જોઈ જોઇ વિસ્મય થાય રે, પ્રભુ આવ્યા મંડપ માંય રે.
છડીદારે વાડ મુકાવી રે, નાગરી નાત જોવાને આવી રે;
આ વેહેવારિયો કોઇ આવ્યો રે; સાથે ગાંસડીઓ ઘણી લાવ્યો રે. ૫૪૪
કોઇ જાણે ન ત્રિભુવન ભૂપ રે, વહાલે લીધું વણિકનું રૂપ રે;
રથ ઉપરથી ઉતર્યા રે, હરિ સભામાંહી સાંચર્યા રે.

ષટદર્શને ખોળ્યો ન લાધે રે, જેને ઉમયાવર આરાધે રે;
ન જડે ધ્યાને દાને બહુ જાગે રે, તે હરિ અણવાણે પાગે રે. ૫૪૮
જે ચૌદ લોકનો મહારાજ રે, મેહેતા માટે થયા બજાજ રે;
વાઘો શોભે કેશર છાંટે રે, બાંધી પાઘડી અવળે આંટે રે.
એને કુંડળ હીરે જડિયાં રે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાં રે;
એક લેખણ કાને ખોશી રે, નામ ધર્યું છે દામોદર દોશી રે. ૫૫૨
ઝીણા જામા ને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે રે;
ખાંધે પછેડી ઓઢી નાથે રે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથે રે.
વીટી વેઢ દશે આંગળીએ રે, સાદાં મોજાં પહેર્યાં સામળિએ રે;
ઘણા વાણોતર છે સાથે રે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથે રે. ૫૫૬
ઘણા સેવક સેવામાં સજ રે, ઉદ્ધવના હાથમાં ગજ રે;
પ્રભુ પુઠે રૂક્મણી રાણી રે, સભા મોહી જોઇ શેઠાણી રે.
ઉતર્યાં નાગરીઓનાં અભિમાન રે, જાણે ઉગ્યા શશિયર ભાણ રે;
ભલું ભાલ ભમર રૂડી રાજે રે, રત્નજડિત રાખડી છાજે રે. ૫૬૦
વિશાળ લોચન ચંચળ ચાલે રે, કે શું ખંજન પડયાં ગાલે રે;
છે અધર બિંબ પરવાળાં રે, મસ્તક ઉપર વેણુ વિશાળાં રે.
બાજુબંધ ગળુબંધ માળ રે, નાકવેસર ઝાકઝમાળ રે;
કટિ ઘમકે ક્ષુદ્ર ઘંટાળી રે, પહેરણુ ચંપકવર્ણી સાડી રે. ૫૬૪
ઝમકે ઝાંઝર ઉજ્વળ પાગે રે, વિંછુવા અણુવટ બહુ વાગે રે;
જડાવ ચૂડો કાંકણ ખળકાવે રે, માયા મેહેતી રૂપે આવે રે.
મોહી સભા લક્ષ્મીને નિરખી રે, દેવી દીઠી વાણિયણ સરખી રે;
લલિતા વિશાખા બે ખવાસી રે, છે ભક્તિ મુક્તિ ચારે દાસી રે. ૫૬૮
આવ્યા સજોડે દેવાધિદેવ રે, મેહેતે હરિ ઓળખ્યા તતખેવ રે;
ભલે આવ્યા શેઠ સામળિયા રે, મેહેતો માધવજી શું મળિયા રે.
મળતાં બોલ્યા સુંદરશ્યામ રે, મારૂં પ્રકટ ન લેશો નામ રે;
રખે વાત અમારી ચરચો રે, તમારે જે જોઇએ તે ખરચો રે. ૫૭૨

કુંવરબાઈના પૂરે કોડ રે, એમ કહી બેઠા રણછોડ રે;
પછે સભા સહુ સાંભળતાં રે, હરિ વચન બોલ્યા છે વળતારે.
જાઓ શેઠાણી દુઃખ કાપો રે, કુંવરબાઈને હદિયાશું ચાંપો રે;
એવું કહેતામા કમળા હીંડ્યાં રે, કુંવરબાઈને હદિયાશું ભીડ્યાં રે. ૫૭૬
મારી બીઠી ન ભરીએ આંસુ રે, તેડો કયાં છે તમારી સાસુ રે;
મળી નાગરીઓ સેં બેચાર રે, જોઈ રૂપ મેલ્યો અહંકાર રે.
વેવાણ કમળાને એમ પુછે રે, મેહેતા સાથે સગપણ શું છે રે;
કોકિલા સ્વરે અમૃતવાણી રે, ત્યારે હસીને બોલ્યાં શેઠાણી રે. ૫૮૦
વેવાણ તમોએ શું નવ જાણિયા રે, તમો બ્રાહ્મણ ને અમો વાણિયા રે;
વેપાર દોશીનો ઘેર કોઠી રે, અમારે ઓથ નરસૈંયાની મોટી રે.
અમો ધન મેહેતાજીનું લીજે રે, વેપાર કાપડનો કીજે રે;
અમો આવ્યાં મોસાળું કરવા રે, ઠાલી છાબ સોનૈએ ભરવા રે. ૫૮૪
મેહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાં રે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાં રે;
એવું કહીને બેઠાં શેઠાણી રે, સહુ નાગરી શ્વાસે ભરાણી રે.
તેવા શ્રીરંગ મેહેતો વેવાઇ રે, ભાવે ભેટયા શ્રી જદુરાઇ રે;
ત્યારે વિસ્મય થયા સહુ નાગર રે, છાબ ભરી તે કરૂણાસાગર રે. ૫૮૮
મેહેતાને કહે વનમાળી રે, કરો પેહેરામણી સંભાળી રે.

( વલણ. )

સંભાળી કરો પહેરામણી, એવું કહે સુંદરશ્યામ રે;
વળી ઘટે તે માગજો, અમો વાણોતર સરખું કામ રે. ૫૯૧

## કૃષ્ણનું કપટ.

( રાગ ગોડી, મલ્હાર. )

પેટીમાંથી કહે કુંવર, શું બોલો છો વ્યંગ; ગુરૂજી.
તમને હસવું થાય છે, મને અગ્નિ લાગ્યો અંગ. ગુરૂજી.
બીજે ઠામે કૌતુક કીજે, જ્યાં હોય હરયાનો ઠાર; ગુરૂજી.
વિલંબ થાશે એક પલકનો, મારો જીવ જાશે નિર્ધાર. ગુરૂજી. ૫૯૫
જડપણું શું હવડાં આવ્યું, મુખે નથી બોલતા શુક્રાચાર્ય; ગુરૂજી.
વ્હાલા થઇને વેર વાટો છો, રખે કરતા કૃષ્ણનું કાર્ય. ગુરૂજી.
તમને સમ છે બ્રહ્મા ભૃગુના, જો ન ઉઘાડો દ્વાર; ગુરૂજી.
તમારા સમ જો અંત આવશે, હવે હું મુવો નિર્ધાર. ગુરૂજી. ૫૯૯
બધીરપણું શું હવણાં આવ્યું, જે નથી સાંભળતા વાણ; ગુરૂજી.
જો ન કાઢો મુજને આ સંકટથી, તમને માતપિતાની આણ. ગુરૂજી.
શીત વ્યાપ્યું શરીરે મહારે, કંઠે પડિયો શોષ; ગુરૂજી.
મનના મનોરથ મનમાં રહ્યા, હવે જાવું પડયું જમલોક. ગુરૂજી. ૬૦૩
અંબુજ માંહે બંધાય મધુકર, પેસે જાણી વિશ્વાસ; ગુરૂજી.
તેમ પેટીમાં હું પેઠો છું, આણી તમ પર આશ. ગુરૂજી.
ઘરમાં આણી ઘાત ન કીજે, જ્યારે ખોળે મુકયું શીશ; ગુરૂજી.
જે પોતાના તેને દુઃખ દેતાં, વળી દુભાશે જગદીશ. ગુરૂજી. ૬૦૭
ભૃગુપિતામહ હું પુત્ર તમારો, હવે નિશ્ચય જાશે પ્રાણ; ગુરૂજી.
મારી માતા ટળવળીને મરશે, ભેદશે દુઃખનાં બાણ. ગુરૂજી.

( વલણ. )

ભેદશે બાણ ને પ્રાણ તજશે, માતા તે નિશ્ચય મરે રે;
અકળાયો અહિલોચન પછે, અવિનાશી વાણી ઓચરે રે. ૬૧૧

## કૃષ્ણ અને અહિલોચન.

( રાગ સામેરી, મારૂ. )

દુરીજનની દીનત્વ વાણી સુણી, વળતા બોલ્યા ત્રિભોવન ધણી;
મુકો બહાર નીસર્યાનો કોડ, હું તે જદુપતિ શ્રીરણછોડ.
તારી માએ રાખ્યો હતો વારી, તોય શેં ન લહી માયા મારી;
મેં તો રૂપ ઋષિનું લીધું, તુંને મારવાનું કારણ કીધું. ૬૧૫
પેહેલા જાણ્યો મેં તું બળીયો, માટે મારગમાં આવી મળીયો;
જો હોય પૂર્વ જન્મનું પાપ, તો મુકીએ સાણુસે સહાયો સાપ.
હવે તો તમે તે મને શું કરશો, અકળાઇ આફણીએ મરશો;
હું તો વેરી છઉં રે તારો, મેં અર્થ સાર્યો રે મારો. ૬૧૯

( ઢાળ. )

મારો અર્થ સાર્યો સર્વથા, આશા તે મુકો જીવની;
એ વેરણ તારી તું જાણે, પેટી લાવ્યો શિવની.
હું બ્રહ્મા ને વળી ભોળો, એ ત્રણ તું જાણ એક;
એમ વરદાનવાળા વિદાર્યા, મેં તું સરખા અનેક. ૬૨૩
એવાં વાયક સાંભળી વિશ્વંભરનાં, હૈડે લાગ્યો હુતાશન;
ક્રોધ કરી કુંવર બોલ્યો, કૃષ્ણ પ્રત્યે વચન.
ધિક્કાર જાદવ કુળને, જ્યાં તું સરખા ઉત્પન્ન;
પણ કુળનો વાંક કશો નથી, ભુંડું ભરવાડાનું અન્ન. ૬૨૭
હાથ લાકડી ખાંધ કામળી, વૃંદાવન ચારી ગાય;
ગતિ ક્યાંથી ગોવાળીયાને, હદે નહિ દયાય.
પશુપાલ જ પાપીએ, કપટ કરી વહાયો મુને;
અભ્યંતર જો હણ્યો અલ્યા, નરકવાસ હજો તને. ૬૩૧

ગોવર્દ્ધનને કર ધર્યો, ઉતાર્યો ભૂતલ ભાર;
કેશી કંસ પછાડ્યો તે, તુજ બળને છે ધિક્કાર.
રુક્મિણીનું હરણ કીધું, દીધો દુષ્ટ જનને માર;
જરાસંધને જીત્યો તે, તુજ બળને છે ધિક્કાર. ૬૩૫
નરકાસુરને મારીને પરણ્યો, પ્રેમદા સોળ હજાર;
પારિજાતિક પુષ્પને લાવ્યો, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
પ્રહ્‌લાદની તે પીડા ટાળી, ધરી નૃસિંહ અવતાર;
નખે નીપાત્યો હિરણ્યકશિપુ, તે તુજ પ્રાક્રમને ધિક્કાર. ૬૩૯
વપુ કીધું મીનનું ને, વેદ વાળ્યા ચાર;
શંખાસુરને સમાવ્યા, તુજ પ્રાક્રમને ધિક્કાર.
વરાહરૂપ વિઠ્ઠલ થયો, ને ધર્યો તલ ભાર;
નક્ષત્રિ ભૃગુરૂપે કરી, તે બળને પડો ધિક્કાર. ૬૪૩
પાહાણ તાર્યા પાણી વિષે, ને સેના ઉતારી પાર;
રાવણ રોળ્યો રણ વિષે, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
બળજો મારા હાથ તું, જો હોય દેવકી કુમાર;
સંગ્રામ કરે નહિ મુજ સાથે, તો તુજને છે ધિક્કાર. ૬૪૭
કાઢ જાદવ જીવતો, યુદ્ધ કીજીએ એક વાર;
મલવિદ્યા એમ છે નહિ, તો તારા બળને ધિક્કાર.

( વલણ. )

ધિક્કાર જાદવના પતિ, કપટ કરી મુને માર્યો રે;
ગુરૂ થઇ આવી મળ્યો, ને પ્રાણ પોતાનો ઉગાર્યો રે. ૬૫૧

## ભાભીઓની પટુડાઈ.

( રાગ દેશાખ. )

માતાને ઘેર ગયા મુરારિ ને, ત્યારે ટોળે મળી સર્વ નારી રે;
સોળસહસ્ર વાત વિચારી રે, શું લાવ્યા છે ગિરિધારી રે.
આવ્યાં સુભદ્રાને આવાસ રે, જ્યાં પધાર્યાં અવિનાશ રે;
ત્યારે નણંદ થયાં પ્રસન્ન રે, આપ્યાં સોળસહસ્ર આસન રે. ૬૫૫
પછે સુભદ્રા હરખે પૂછે રે, ભાભી સર્વ આવ્યાં તે શું છે રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં રૂકિમણી રાણી રે.
આવવાનું સ્થાનક અમારૂં રે, તે તો બાઇ ભુવન તમારૂં રે;
અમો ભાભી સોળ હજાર રે, તેને તમારો આધાર રે. ૬૫૯
જ્યારે તમો જાશો સાસરડે રે, ત્યારે શું અપાશે વસુદેવ ઘરડે રે;
સાસરવાસો સર્વે ભોજાઇ રે, કરવા ઇચ્છે છે બાઇ રે.
બાઈ અમ સરખું કામ કાંઇ દીજે રે, મન ગમે તે માગી લીજે રે;
જ્યારે એમ કહ્યું વડી વામા રે, ત્યારે બોલીયાં સત્યભામા રે. ૬૬૩
આપણે એ ભિયાં ઉપરૂં કો નહિ રે, એ તો દૂધ ને એ તો દહીં રે;
હવે આપ્યાનો શો ઉધારો રે, આ લ્યોને હાર અમારો રે.
આપણુ કયાં ખરચીશું ગર્થ રે, સાસુ નણંદ તે મોટું તીર્થ રે;
આપ્યો હાર સત્યભામા સતી રે, ત્યારે ઉઠયાં જાંબુવતી રે. ૬૬૭
આ પેહેરો સુભદ્રા ચીર રે, તાજું એકલું છે હીર રે;
રૂકિમણીએ કીધું મન બહોળું રે, આપ્યું પેરવાનું પટોળું રે.
એક કહે લ્યો સુભદ્રા બેહેન રે, માળા આપી મોટી મોહન રે;
કોણે આપી કંકણુ ચૂડી રે, નણંદ કહે સર્વ ભાભીઓ રુડી રે. ૬૭૧
પીળા સાળુ છાંટયાં કેસર રે, મોટા મોતી નાકેવેસર રે;
કો જોડ આપે અણુવટની રે, કો છોડે કટિમેખળા કટની રે.

કલ્લાં કાંબી ને ઝાંઝરીયાંરે, નણદીને અર્પણ કરીયાં રે;
એમ આભ્રણ આપ્યાં સર્વે રે, ત્યારે સુભદ્રા બોલ્યાં ગર્વે રે. ૬૭૫
આજ ભાભીઓ પ્રાહુણા રહીએ રે, વળી કામ અમ સરખું કહીએ રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં રૂકિમણી રાણી રે.
જેવાં કરશો તેવાં થઈએ રે, વા'લી વાત તે તમને કહીએ રે;
કહું છું સુભદ્રા બાઇ રે, આજ આવ્યા હુતા તમારા ભાઈ રે. ૬૭૯
પેટી હુતી તે ભિયાં કને રે, આવીને આપી છે તમને રે;
એ પિંજર માંહે શું છે રે, ભાભી સાથ સર્વકો પૂછે રે.
આપણે બોલવું ચાલવું શાનું રે, તે જોઇ જાશું અમો છાનું રે;
માટે ઉઘાડો પિંજર તાળું રે, અમો વેગળાં રહીને ભાળું રે. ૬૮૩
નણંદે જીભ કરડી દંત રે, ભાભી ક્રોધી તમારો કંથ રે;
જાણો છો ત્રીકમની ટેવ રે, અગ્નિનો ભડકો શ્રી કૃષ્ણ દેવ રે.
તે તાળાની જે કુંચી રે, તે તો મોહને મૂકી ઉંચી રે;
શું જાણીએ ઘો કે સાપ રે, તમો દેજો હરીને જવાબ રે. ૬૮૭
ત્યારે સત્યભામા એમ પૂછે રે, બાઇ આવડું બીહો તે શું છે રે;
જો તમ ઉપર કોપશે શ્યામ રે, ત્યારે લેજો અમારૂં નામ રે.
જો હરિ દેખાડે મુને બળ રે, તો હું ઉતારીશ ઝાકળ રે;
જ્યારે અમો લેશું હાથે રે, ત્યારે નહિ બોલાયે જદુનાથે રે. ૬૯૧
ત્યારે બોલ્યાં જાંબુવતી રે, એક મેં વિચારી છે મતિ રે;
આપણ અધરી પ્રતિજ્ઞા કરીએ રે, કો આગળ વાત ન કહીએ રે.

( વલણ. )

ન કીજે વાત વિઠ્ઠલની ચોરી, જાંબુવતી એમ ઓચરે રે;
સંજય કહે સુણો ધૃતરાષ્ટ્ર, શ્યામા સમ કેઇ પેરે કરે રે ! ૬૯૫

# પહોંચેલી ભાભીઓ.

( રાગ મારૂ. )

જાંબુવતી કહે બહાર જઇને, જે કરે પિંજરની વાત;
તેને મધ્યે ભાર એટલો, નહિ પતાશા જાત.
પછે સુભદ્રા હાથમાં, સર્વે આપ્યું સત્ય વચન;
વસ્ત્રાભૂષણ રહ્યાં જોઇ, માન્યું માનનીનું મન. ૬૯૯

ચાલી સુભદ્રા પિંજર પાસે, કુચી કરમાં માંઈ;
એકલીએ તાળું ઉઘાડયું, વેગળી સર્વ ભોજાઇ.
દ્વાર બન્ને જુજવાં કીધાં, અળગું મુક્યું તિહીકાર;
માંહે મૃતક મોટું દીઠું, ત્યારે હશી રાજકુમાર. ૭૦૩

અહિલોચનનો પ્રાણ રહ્યો તો, વળગી તે તીના પટ માંય;
હસતાં હરખે હંસ પહોંચ્યો, હરિભગિનીના ઘટમાંય.
અબળાને ગર્ભ છે આર્જુન કેરો, થયા છે પંચ માસ;
તે પિંડ માંહે પાપી પ્રાણે, સદ્ય પૂર્યો વાસ. ૭૦૭

તે જીવ વિચારે અહિલોચનનો, જે આવ્યો હરિને ઘેર;
ન થાઉં પ્રસવ મરે સુભદ્રા, વાળું પિતાનું વેર.
ત્યારે કૃષ્ણની કામનીએ કોતુક દીઠું, મરકલડે મુખ તાણ્યું;
કમાઇ જુઓ આપણા કંથની, મડદું મસાણથી આણ્યું. ૭૧૧

તાળી દઇ સત્યભામા બોલ્યાં, સર્વ સ્ત્રીમાં ડાહ્યાં;
ભાઇએ હેત કર્યું ભગિનીને, અવલિલોક અભડાવ્યાં.
પીતાંબરને પાલવે ઢાંકી, પ્રભુએ પિંજર આણ્યું;
મારે મંદિર ન આવ્યા, મેં ત્યારથી કૌતુક જાણ્યું. ૭૧૫

મુખ મરડીને તાણે સરડકા, કરવા લાગી ટંટોળી;
સુભદ્રાને વીંટી વળી ત્યાં, સોળ સહસ્ત્રની ટોળી.

રૂકિમણી કહે મારે મંદિર, ટગકાની છીંટ છે આછી;
તે તમને હું આપીશ બાઇ, એ પટોળી લાવો પાછી. ૭૧૯
જાંબુવતી કહે બત્રીસલક્ષણો, બાઇ તમારો વીર;
તે જાણે તો મને ઠાર મારે, માટે આપો મારૂં ચીર.
સાંસતાં રહી સત્યભામા બોલ્યાં, હાથ દેઇ પોતાને ગાલે;
આજ તો હાર લાવોની પાછો, જોઇએ તો આવજો કાલે. ૭૨૩
એક કહે નહિ રાખે આપણું, શું એ મિયાં છે ભિખારી;
હસ્તિનાપુરમાં ફેગ જાશે, અંગુઠી લેઇ મારી.
એક કહે એ મિયાંને આપતાં, આપણું હૈડું હીસે;
પાછું લઇએ તે એટલા માટે, પિયરમાં વરણાગી દીસે. ૭૨૭
માન દેઇ અપમાન માંડયું, જ્યારે વસ્તુ પેટીની જાણી;
મૂળગું વસ્ત્ર જે સુભદ્રાનું, તે ભાભીએ લીધું તાણી.
બડબડતાં બોલ્યાં સુભદ્રા, જે ધણીએ માની મોતી;
હવે એક સાલ્લા સોતી જવા ઘો, ભાભીની ભાવજ પો'તી. ૭૩૧

( વલણ. )

પો'તી ભાવજ ભાભીઓ, નણદે ત્રસો તોડિયો રે;
લટપટ કરીને વસ્ત્ર હરી ગઇ, આપ આપણે મંદિર દોડિયો રે. ૭૩૩

---

## અભિમન્યુ ને ઉત્તરા.

( રાગ કેદારાની ચાલ. )

એમ બોલિયાં ઉત્તરા નારી, સ્વામી સાંભળોની વાત અમારી;
મારાં પ્રગટયાં કર્મનાં કૃત્ય, જે હું રાંકડી ને તમો આભૃત્ય.
અવતાર નિર્ગમ્યો એળે, સમાગમ સરજ્યો આ કાળે;
પાતળીઆ પિયુજી મારા, તમો જોગ નથી હું દારા. ૭૩૭

આપણે કેટલેક દહાડે મળિયાં, દુઃખ આભ્યન્તરનાં ટળિયાં;
હવે પ્રીતડી લાગી થાવા, તો હું તમને કેમ દેઉં જાવા.
નારીને તે નાથ જીવન, સુખ પાળે ને આપે અન્ન;
ભરથાર એ તે સુખ મોટું, ભરથાર વિના તે સર્વ ખોટું. ૭૪૧

ભાઇ બાપ મામા ને જે માડી, ઘણું કરે તો પહેરાવે સાડી;
સાસુ સસરો તે સહુ ધણી માટે, બાકી નહિ કો સાસરિયાંની વાટે.
થાનાર હોશે તે દઇશું થાવા, પણ નહિ દેઉં તમને હું જાવા;
શું જુદ્ધ કરીને થાક્યા, રાજ્ય કરશે પરમારા કાકા. ૭૪૫

તો તમને શું છે વઢવું, બાંધી બાકરી કૌરવ પર ચઢવું;
જ્યારે એમ કહ્યું શિર નામી, ત્યારે બોલ્યો અભિમન્યુ સ્વામી.
મિથ્યા કરવી મન અભિલાષા, નહિ ટળે હો કર્મની રેષા;
જો કદી પેસે કુંજરના દંત, તોએ જુદ્ધ ન મુકે બળવંત. ૭૪૮

શરીર થાય તે ચૂરેચૂર, તોએ રણ નવ મુકે શૂર;
મહિલા એક વાર છે મરવું, તો રણથી પાછું શું ઓસરવું;
માટે પ્રેમદા પાલવ મૂકો, તમો ચતુર થઇ કાં ચૂકો. ૭૫૨

( વલણ. )

ચૂકો મા તમે ચતુર થઇને, એમ કહી ચાલ્યો નાથ રે;
ત્યાં મચ્છસુતા એમ ઉચ્ચરે, ઝાલી અભિમન્યુનો હાથ રે. ૭૫૪

( રાગ ધનાશ્રી )

પિયુ શું થાશે રે, મારા પીયુજી શું થાશે રે;
આજની રજની કેઇ પેરે જાશે રે, મારા પીયુજી શું થાશે રે. ટેક.
કોણ સારૂ વઢવાને વકરો, ચકાવો ગઢ જીતવો કપરો;
તે મોટા ને તમો બાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ. ૭૫૮

વ્યૂહને મોઢે ઉભા છે દ્રોણ, તમે જીતવાનું કીધું પોણ;
પ્રતિજ્ઞા પાળશે પ્રતિપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
શકુની કૌરવ પાપી કર્ણ, જેને દેખતાં પામીએ મર્ણ;
મારા સ્વામી છો સકોમળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ. ૭૬૨

જયદ્રથ સરખા જોદ્ધા છે નવ, મહા ભયંકર ભૂરિશ્રવ;
કૃતવર્મા કૃતાંત કાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
કૌરવ સાથે દુર્યોધન, મનનો મેલો દુશ્શાસન;
વરૂવા મોટા જેવા વ્યાળ, માટે પડે પેટડીઆમા ફાળ. પિયુ. ૭૬૬

અશ્વત્થામા જોદ્ધો મહાબળ, સિંહ સરખો સાગો શલ્ય;
નાખશે તમપર શરની જાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
બાણ કેરો વરસશે વરસાદ, અંતરિક્ષ અંધારૂં ને ઉલ્કાપાત;
અગ્નિ અસ્ત્રની ઉડશે જ્વાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ. ૭૭૦

આયુદ્ધ ધારા રહેશે વરશી, બોગળ ગદા ને ભાલા ફરશી;
તે વેળા શી કરશો ચાળ, માટે પેટડીઆમાં ફાળ. પિયુ.
કાકા કેરી અલ્પ સગાઇ, અર્જુન હોય તો આવે ધાઇ;
નથી મામો શ્રી ગોપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ. ૭૭૪

આંખલડી મારી જમણી હાલે, દુઃખ હૃદેમાં ઊંડું સાલે;
કેવી દેખીશ સંધ્યાકાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ. ૭૭૬

( વલણ. )

સંધ્યાકાળ હું કેવી દેખીશ, ઘડી જુગ સરખી થશે રે;
નિમેષ નહિ મળે આંખડીએ, હું જોઇ રહીશ એણી દીશે રે. ૭૭૮

( રાગ સામેરી. )

ઉત્તરાનાં રે વાયક સાંભળી, અભિમન્યુ બોલ્યો ત્યારે વળી;
કાં પ્રિયા આંખલડી રાતી કરો, મારા સમ જો આંસુડાં ભરો. ૭૮૦

તમો ચતુરા છો ક્ષત્રાણી, પ્રેમદા ચઢાવો મુને પાણી;
રણ થકી રે જે ઓસરવું, તે જીવ્યાપેં ભલું હોય મરવું.
તમે આજ્ઞા કરો એવું જાણી, ત્યારે બોલ્યા ઉત્તરા રાણી;
મન છે તો કંથજી પધારો, સામા શત્રુને બળ કરી મારો. ૭૮૪

માતાજીને રે ભાગ્યે ફરજો, સામા શત્ર હોય તે રે મરજો;
તમે જુદ્ધ કરવાને જાજો, જેવા અહિં છો તેવા થાજો.
મારા કંથજી કુલ દીપાવો, જશ ઉપરાજીને લાવો;
એવું કહીને પાયે લાગી, પિયુ ચાલ્યો તે આજ્ઞા માગી. ૭૮૮

પતિવ્રતા પુંઠલ જોતી, ખરે આંસુડાં જાણે મોતી;
વહાલાજીનો વરાસો ન ખમાય, ફરી જુએ તો વાર રે થાય.
એમ ટળવળ ટળવળ કરતી, પછી શિબિર ભણી તે ફરતી;
નેત્રે નીર મુકયું છે રે રેડી, પછી સુભદ્રાએ લીધી તેડી. ૭૯૨

ભેટયાં સુભદ્રાને પાંચાલી, વહુજી નમ્યાં છે કેડને વાળી;
હવે અભિમન્યુ રણે ચાલ્યો, રથ પ્રહારે મહિધર હાલ્યો.
ત્યાર પહેલી સેના આથડે, સામસામાં કટક બે લડે;
દુન્દુભીશબ્દ બહુ ગડગડે, જેમ મેઘ અષાડો ધડહડે. ૭૯૬

( વલણ. )

ધડહડે સેના મેઘની પેરે, રેણુ જઇ પહોંતી ગગન રે;
એવે કૌરવને કંપાવતો, આવતો દીઠો અભિમન્યુ રે. ૭૯૮

## તીર્થવાસી ને નાણાવટી.

( રાગ મારૂ. )

જેને વેદ પુરાણે વખાણ્યો રે, મારો વહાલોજી થયો છે વાણીઓ રે;
એના આગમની ગત છે ઉલટી રે, મારો નાથ થયો નાણાવટી રે.
વહાલો ગોમતીજીના ઘાટમાં રે, મળ્યો તીરથવાસીને વાટમાં રે;
વેષ પૂરો આણ્યો મારે વહાલે રે, નાથ ચઉટાની ચાલે ચાલે રે. ૮૦૨

છે અવળા આંટાની પાઘડી રે, વાહાલાજીને કેમ બાંધતાં આવડી રે;
દીસે વાણીઓ ભીને વાન રે, એક લેખણ ખોસી છે કાન રે.
હસતાં ખાડા પડે બહુ ગાલ રે, મોટું કપાળ જાણીએ વેતાલ રે;
અધર બેઉ જાણો પરવાળી રે, મોટી આંખ દીસે અણીઆળી રે. ૮૦૬

બે કાને કુંડળ ઝળકે રે, નાસિકા દીવાની સળકે રે;
દીસે દાંત રૂડા હસતા રે, હીરા તેજ કરે છે કશતા રે.
ત્રિકમજી વણિકની તોલે રે, નાથ ઉતાવળું બોબડું બોલે રે;
સોનાની સાંકળી ને કંઠે દોરો રે, કેડે પાટીઆનો કંદોરો રે. ૮૧૦

ઝળકે ધનરેખ હથેલીમાં રે, આંગળીએ વીંટી ને વેઢીઆં રે;
સાદી એક તાઇ પહેરી છે હરજી રે, એને શીવનારો કોણ દરજી રે.
છે ટુંકડા બંધન બેવડા રે, ગુણ ક્યાંથી શીખ્યા પ્રભુ એવડા રે;
કરે આડે હાથે લટકો રે, સાદી દોરીનો કેડે પટકો રે. ૮૧૪

પટકે લટકે ફુમતડાં જ્યોત રે, કેડે ખોસી પીતળની દોત રે;
કિયાં કિયાં તે કૌતુક ભાળીએ રે, ઢાલી ગાઠ વાળી બે ચાર ફાળીએ રે.
એક ઓઢી પછેડી ખાંધ રે, નાથ દુંદાલા ને મોટી ફાંદરે;
વસ્ત્ર પહેર્યાં તે પાચે સાજાં રે, પાયે પહેર્યાં તે સાદાં મોજાં રે. ૮૧૮

કાંઇ વાધ્યો બીરાજે કેશર રે, બન્યા મોટો પારેખ પરમેશ્વર રે;
મારો નાથજી નીચે ખામણે રે, ભટ પ્રેમાનંદ જાયે તેને ભામણે રે.
સાથે વાણોતર છે સાત રે, ઉદ્ધવ ને અક્રૂર ભ્રાત રે;

હનુમાન કપિલ અર્જુન રે, ભક્ત સુદામો દીસે દીન રે. ૮૨૨
પારખ થઇ ઉપમાન રે, આગળ જ્યેષ્ટિકાદાર હનુમાન રે;
છે લાકડી સુદામાએ ગ્રહી રે, છે વિદુરના હાથમાં વહી રે.
ઉદ્ધવને ખાંધે કોથળી રે, તે તો પારસી બોલે તોતળી રે;
એમ આવ્યા શ્યામળા અવિનાશી રે, તે જોઇ રહ્યા તીરથવાસી રે.૮૨૬
એ તો કોઇ પારખ દીસે નવો રે, આપણો અર્થ સરસે હવો રે;
કાંઇક ભારે માણસ ભાસે રે, ભલા વાણોતર છે પાસે રે.
હીંડે સહુને શીશ નમાવતા રે, દીસે પૈસાદાર કોઇ પામતા રે;
એ તો કારણરૂપ કંઇ મળિયું રે, એને દર્શને દુ:ખડું ટળિયું રે. ૮૩૦
હુંડીવાળા એમ વદે વાણીઓ રે, મળ્યું શ્યામળે અંગે એંધાણીઓ રે;
આઘા આવીને પાછા શાણી રે, તેના મનની વારતા જાણી રે.
બોલ્યા પોતે તે સારંગપાણિ રે, કાંઇક ઓછી લજ્જા આણી રે;
તીરથવાસી બોલ્યા શિર નામી રે, જુનેગઢથી આવ્યા છીએ સ્વામીરે. ૮૩૪
અમે જુનેગઢથી આવ્યા રે, નરસૈયાની હુંડી લાવ્યા રે;
જ્યારે સાંભળ્યું નરસિંહનું નામ રે, ત્યારે ધાયા શ્રી ભગવાન રે.
નેત્રે ભર્યાં આંસુ અંબુજ રે, હુંડી લીધી તે ચતુર્ભુજ રે;
જ્યારે અક્ષર ઓળખ્યા નાથે રે, હુંડી ચાંપી હૈડા સાથે રે. ૮૩૮
હુંડી વાંચી તે વહેની વહેલી રે, શ્રી હરિએ તે હુંડી ઉકેલી રે;
શુભ નગર દ્વારામતી રે, જ્યાં વસે તે જાદવપતી રે.
મેર કરજો દીનદયાળ રે, છો ગૌબ્રાહ્મણપ્રતિપાળ રે;
સર્વે ઉપમા જોગ શ્યામ રે, નાથ નાણાવટીમાં નામ રે. ૮૪૨
પરમારથ કરો તતખેવ રે, શેઠ શ્યામળશાહ વાસુદેવ રે;
છે જુનાગઢમાં વાસ રે, તે તો પ્રભુજી તમારો દાસ રે.
લખી હુંડી નરસૈયો સેવક નામ રે, હુંડી શીકારજો તમે શ્યામ રે;
એક ઘડીના કરશો ઉધારો રે, તો જાશે કાર અમારો રે. ૮૪૬
છે મોટા શેઠનું ધામ રે, રાખો વાણોતરનો વિશ્રામ રે;

લખી હુંડીમાં એંધાણી રે, નાથ આપીને પીજે પાણી રે.
ધનના તીરથવાસી ધણી રે, વિનતિ થોડામાં છે ઘણી રે;
એવડું લખવું પડતું શ્યાને રે, મસ્તક ધુણાવ્યું શ્રી ભગવાને રે. ૮૫૦

અમે નરસૈંયાના કહેવાઇએ રે, જ્યાં નરસૈંયો વેચે ત્યાં વેચાઇએ રે;
આવું લખવું નહોતું લેશે રે, રૂપિયા આપત હું સંદેશે રે.
કહે જાત્રાળુને અવિનાશ રે, રૂપિયા આવ્યા મુજ પાસ રે:
તમે શોધતા ફરો તે શુંય રે, ભાઇ શ્યામળદાસ તે હુંય રે. ૮૫૪

નરસૈંયો વાણોતર મુજ જાણો રે, આ નગરમાં રહું છું હું છાનો રે;
કરૂં વૈષ્ણવ જનની સેવા રે, મુને ઓળખે નરસૈયા જેવા રે.
મેં તો બીજી વિધિ છાંડી રે, મેહેતાની તે કોથળી માંડી રે;
પરિવાર જુવે શ્યામળશાહનો રે, તે તો આશરો નરસૈંયાનો રે. ૮૫૮

છોડી કોથળી કરૂણા કરી રે, કાઢ્યા રૂપિયા તે મુઠી ભરી રે;
જોવા મળ્યા ચૌટાના લોક રે, ગણી આપ્યા રૂપિયાના થોક રે.
સો ઉપર આપ્યા મહારાજ રે, તે તો ખાંચખુટણને કાજ રે;
નરસૈંયાને વિનતિ કરજો મારી રે, કાગળ લખતાં કહે દેવ મોરારિ રે. ૮૬૨

( વલણ. )

હરિએ કાગળ લખ્યો, અંતરમાં છે આનંદ રે;
કેવો વિવેક કરે વહાલો, કહે વિપ્ર પ્રેમાનંદ રે. ૮૬૪

## સુધન્વાને પિતાની પ્રતિજ્ઞા.

( રાગ હિંડોળ. )

સ્વામી ઋષિજી રીસાવી જાય રે, કાંઇ રાજા પૂંઠળ ધાય રે;
સ્વામી શા માટે કરો ક્રોધ રે, મેં મારવો સુધન્વા યોધ રે.

( ઢાળ. )

મારવો સુધન્વા સર્વથા, નહિ વિલંબ કરૂં પળ માત્ર;
તે પાપી પુત્રને શું કરૂં, જેથી રીસાયે સત્પાત્ર. ૮૬૮

વિપ્ર વળતું બોલીયા, અમને જવા દે રાજન;
સત્ય થયું અળખામણું, તેને વહાલો થયો છે તન.
રાય અમો સાથી સત્યના, ઉન્માર્ગ સામું શાંત;
અમે અમારા સત્યનું, એક સાંભળ કહું વૃત્તાંત. ૮૭૨

આ લિખિત બંધુ મ હરો, તેણે કીધો એક અન્યાય;
મુને આપ્યા વિના એકલે, બદ્રીફળ મુક્યું મુખ માંય.
ભક્ષ કીધા પૂંઠે સાંભર્યું, તે લાગ્યો મારે પાય;
ભ્રાત મુજને દંડ દીજે, મેં થયો છે અન્યાય. ૮૭૬

મિતાક્ષરા શાસ્ત્ર સર્વ જોયું, બીજાં શાસ્ત્ર સમસ્ત;
પુસ્તક પ્રમાણે ન્યાય કીધો, છેદ્યો ભાઇનો હસ્ત.
છેદતામાં સત્ય દીપ્યું, ત્રુઠયા વૈકુંઠનાથ;
હરિપ્રતાપે સઘ સાજો, થયો ભાઇ કેરો હાથ. ૮૮૦

સત્ય જ્યાં છે ત્યાં વિષ્ણુ છે, રાય રાખીએ વિશ્વાસ;
આજ તારૂં સત્ય નાઠું, અમને જવા દે વનવાસ.
ત્યારે હંસધ્વજ વિનતિ કરે, હરિ! પધારો ઋષિદેવ;
મેં સુધન્વાનો હોમ કરવો, તેલમાં તતખેવ. ૮૮૪

પછે ઋષીશ્વરને તેડી આવ્યા, સેન મધ્યે રાય;
આજ્ઞા આપી દાસીને, નાંખો પુત્ર પેણા માંય.
સેવક આવ્યો કુંવર પાસે, નેત્ર જળની ધાર;
સ્વામી આજ્ઞા રાયની, અમને સોંપ્યો છે અધિકાર. ૮૮૮

ત્યારે સુધન્વા કહે સેવક પ્રત્યે, ભાઇ તમારો શો વાંક;
પિતા પુરોહિત શું કરે, જો લખ્યા વિધિએ આંક.
રાજસૂય જેણે યજ્ઞ કીધો, ધર્મ યુધિષ્ઠિર ભૂપ;
વેળા નીગમવા કારણે, ધર્યું કંક ઋષિનું રૂપ. ૮૯૨

પાંડવ વન જેણે દહન કીધું, કૃષ્ણ સરખા સાથ;
તે અર્જુન વ્યંડળ થયા, કાંઇ ચૂડી પહેરી હાથ.
નકુલ ઘોડા ફેરવે, સહદેવ ચારે ગાય;
વેળા નીગમવા કારણે, કાંઇ ભીમ રસોઇ નીપાય. ૮૯૬

પાંચાળી દાસી થઇ, જેનું સર્વ સતીમાં નામ;
ભટ પ્રેમાનંદ એમ કહે, પેલી વિધાત્રીનું કામ.

( વલણ. )

જે અંક લખ્યા લલાટપટલે, છે ન્યૂનાધિક નવ કો કરે રે;
સ્નાન કરી પીતાંબર પહેર્યું, વળી ધ્યાન હરિનું ધરે રે. ૯૦૦

## કુંભકર્ણની ગાઢ નિદ્રા.

( રાગ કાલેરો. )

જાગો ભાઇ ભીડ પડી છે, કરે વિનતિ રાવણ રાય;
નર વાનરે લંકા ઘેરી, તુને નિદ્રા કેમ સોહાય. જા.
શત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકર્ણ;
લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણે શું પામ્યો મર્ણ. જા. ૫૦૪

જળ છાંટે ના જાગે યોધો, તાપણાં કીધાં ચોફેર;
હૃદય ઉપર શિલાપડ મુકયાં, કાનમાં ફૂંકે મદન ભેર. જા.
કપાળ ઉપર દુંદુભી વાજે, શરણાઇ નફેરી ઢોલ;
કો મેઘસ્વરે સાદ કરે, પણ રાણો ન આપે બોલ. જા. ૫૦૮

સુંઠ ભરી નાસિકામાં ફૂંકયાં, અજ ચલાવ્યા નાસામાંય;
પાછો શ્વાસ મુકે નિદ્રામાંહે અજા મીંઢ ઉડયા જાય. જા.
હૃદયા ઉપર અશ્વ દોડાવ્યા, વઢાવ્યા મહિષ માતંગ;
કુંભકર્ણ સૂતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યું અંગ. જા. ૫૧૨

નાના ઔષધ અંજન કીધાં, પછાડયો ઉચ્ચગી બે વાર;
પણ અઘોરીની ઉંઘ ન ઊડે, કીધો ઘુંટણીખાનો પ્રહાર. જા.
વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ બંધાવ્યો લંકારાય;
કપોળ માંહે સર્પ અકળાયા, તે શ્રવણ માર્ગે નીકળી જાય. જા. ૫૧૬

વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય;
કુંભકર્ણની રાણી આવી, રાયને લાગી પાય. જા.
કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વહાલા શંકર ભગવાન;
જાગશે સ્વામી મુહૂર્ત માત્રમાં, યુકતે કરાવો સંગીત ગાન. જા. ૫૨૦

ભક્ષ ભોજન કરાવી રાખો, નહિ તો કરશે સહુનો સંહાર;
રાવણ મદ્યપાન કરાવ્યાં, અન્ન તણો કીધો અંબાર. જા.

અપ્સરા પાસે નૃત્ય કરાવે, ગાન તાન વાજે વાજીંત્ર;
કુંભકર્ણ ડોલ્યો જેમ મણિધર, સાંભળતાં ગોવિંદચરિત્ર. જા. ૫૨૪
ઉઠીને સર્વે અન્ન આરોગ્યાં, પૂછ્યો પછી સમાચાર;
મને કાચી નિદ્રાએ કેમ જગાડ્યો, શા વાનરના હોકાર. જા.
રાવણે વાત કહી વિસ્તારી, જે રીતે દુભાવ્યા શ્રી રામ;
અમત્યના કામ માટે ઉઠાડ્યો, તું વિના કોણ કરે સંગ્રામ. જા. ૫૨૮

( વલણ. )

સંગ્રામ કરો શ્રી રામ સંગાથે, કપિ પમાડો મર્ણ રે;
એ વચન સાંભળી વીરનાં, પછી શું બોલ્યો કુંભકર્ણ રે. ૯૩૦

---

## રાવણને ઠપકો.

( રાગ પરજીઓ. )

કર ઘસી કુંભકર્ણ બોલ્યો, ધુણી પોતાનું શીશ;
ઘર ઘાલ્યું ભાઇ ઘેલડા, તેં દુભવ્યા શ્રી જગદીશ. વીરા.
બળીયા માથે બાથ વીરા, કાં દુભવ્યા શ્રી રઘુનાથ. વીરા.
ત્રંબક લેતાં તારા રે, ચંપાણા વીશ હાથ;
કાઢી મુક્યો તુને રાવવજીએ, થયો કૃતઘ્ની લંકાનાથ. વીરા. બ. ૫૩૪
સાયર જળ જેણે બાંધિયું રે, સલ્યા તારી પુષ્પ સમાન;
મેઘાડંબર રહેજે છેદિયું, તોય તુને ન આવી સાન. વીરા. બ. ૯૩૬
લક્ષ તરૂણી ઘેર તારે, જેનાં દર્શન ઇચ્છે દેવ;
તો સીતાને શું લાવિયો રે, થયો વૃદ્ધ ને ન ગઇ કુટેવ. વીરા. બ. ૫૩૮
જગત જીતી તેં જેર કીધું પણ, ન જીત્યા ક્રોધ ને કામ;
શ્યામ કેશ ઉજ્વળ થયા રે, તોય મન રહ્યું તારૂં શ્યામ. વીરા. બ.

ચાંદ્ર વિના જેવી જામની રે, દીપ વિના જેમ ધામ;
તેમ વિભીષણ બાંધવ વિના, દીસે ઉજ્જડ લંકા ગામ. વીરા. બ. ૯૪૨

પરનારી જેવી પાવક જ્વાળા, સાપણ વિખની વેલ;
જીવ લેશે તારો કુટુંબ સાથે, જઇ રામચરણે શીશ મેલ. વીરા. બ.
હું મર્ણ થકી બીનો નથી, પણ તું વેળાસર ચેત;
નહિ માને શીખ માહરી, જોશો જમપુર સ્વજન સમેત. વીરા. બ. ૯૪૬

જો વાડીમાં બેસાડી જાનકી તો, લઇ આવ્યો કોણ કામ;
તુંથી સીતા જીતાતી નથી તો, કેમ જીતાશે રામ. વીરા. બ.
રાવણ કહે કુંભકર્ણને રે, સાંભળ દુઃખની વાત;
જ્યારે દેખું સતી જાનકી જાણે હોય આપણી માત. વીરા. બ. ૯૫૦

જો ત્યાગ કરૂં ચિત્ત સીતાથી, તો તે બળશે શબને અંગ;
હવે કેમ નમું રિપુ રામને, મુખે લાગે કાળો રંગ. વીરા. બ.

( વલણ. )

લાગે કાળપ મુખ વિષે, જો નમું રિપુને પાય રે;
કુંભકર્ણ કહે ધન્ય તું, તારૂં મન જોયું મેં ભાઇ રે. ૯૫૯

હરિઃ ૐ

# ઇ. સ. ૧૯૨૪ ની મેટ્રીક્યુલેશન તથા સ્કુલ લીવીંગ સરટીફીકેટ એકઝામીનેશન માટે મંજુર થએલ પ્રેમાનંદનાં કાવ્યની નોટ્સ તથા વિવરણ.

લખનારઃ-ડૉ. મગનલાલ મથુરાદાસ સારડા.
એલ. એચ. એમ. એસ.—(કલકત્તા).
અને પાસ્ડ એગ્રીકલ્ચરિસ્ટ.

હરદ્વાર ગુરૂકુળ વિશ્વ વિદ્યાલયનાં માજી કૃષિ પ્રોફેસર, તથા જામનગર સ્ટેટના માજી મામલતદાર અને મોડલ ફાર્મ સુપ્રીન્ટેન્ડન્ટ.

## કડવું ૩૮—દમયંતીનો વિલાપ.

નળરાજાના શરીરમાં કલિનો પ્રવેશ થવાથી તે રાજ્ય તરફ ધ્યાન આપતો નથી, અને જુગટું રમવામાં પોતાનું રાજ્યપાટ, વૈભવ વિગેરે હારી જવાથી દમયંતી સાથે વનમાં જાય છે. ત્યાં ત્રણ ત્રણ દિવસની લાંઘણો પછી તે એક તળાવમાંથી ત્રણ માછલીઓ પકડી દમયંતીને સોંપી પોતે બીજી માછલીઓ ખાવા માટે પકડવા જાય છે, પણ એકે માછલી હાથ નહિ લાગવાથી નિરાશ થઇ પાછો આવે છે. દમયંતીના હાથે સજીવન વિદ્યા રહેલી હોવાથી નળે સોંપેલ મરેલ માછલા સજીવન થઇ પાણીમાં કુદી પડે છે; જેથી નળને દમયંતીએ માછલીઓ ખાઇ જવાનો અણવિશ્વાસ ઉત્પન્ન થાય છે. આગળ જંગલમાં જતાં એક સુંદર પક્ષી નળની દૃષ્ટિએ પડવાથી તેને પકડવા માટે પોતાનું વસ્ત્ર તેના ઉપર ફેંકે છે, તે લઇ આ પક્ષી ઉડી જવાથી બંને જણ એક વસ્ત્ર પાસે રહે છે તેજ પોતાને અંગે અડધું અડધું વીંટી વિશ્રાંતી લેતા બેસે છે, તેવામાં દમયંતી થાકને લઇ નિદ્રાવશ થાય છે. આ વખતે નળને દમયંતીનાં મુખ સામું જોતાં કલિના પ્રભાવથી તેના ઉપરનો અણવિશ્વાસ દૃઢ થાય છે; અને આવેશથી બંને

વચ્ચે એક વસ્ત્ર પેહેરેલું છે તે કાઢીને દમયંતીને એકલી જંગલમાં છોડી પોતે ચાલી નિકળે છે; તે સમયે દમયંતી જાગૃત થતા પોતાના સ્વામીને નહિ જોવાથી વનમાં નળ માટે બૂમ મારતી અને વાઘ વિગેરે હિંસક પ્રાણીઓ, વૃક્ષો વિગેરે સર્વેને નળના સમાચાર પૂછતી રડતી વિલાપ કરે છે તેનું વર્ણન કવિએ અહિં ગાયેલું છે.

વિલાપ ( સં. वि + लप् ) કલ્પાંત Lamentation.

૧. ભામિની (સં.) સુંદર યુવાન સ્ત્રી. નૈષધનાથની ( સં. नैषधनाथ ) નિષધ દેશનો રાજા, નળ; એ વીરસેનનો પુત્ર હતો. તેની રાજ્યધાની અલકા નગરી અલકનંદા નદીને કિનારે ઉત્તર હિંદમાં હાલમાં કુમાઉન કહેવાતા પ્રદેશમાં હતી. રે—પ્રાસ માટે મુકાયો છે.

૨. ભીમક રાજ કુમાર ( સં. भीमक राज कुमारी ) વિદર્ભ અથવા હાલમાં કહેવાતા વરાડ ( Berar ) દેશના રાજાની કુંવરી, દમયંતી.

૩. કાજળ ( સં. कज्जल ) આંખમાં આંજેલ મેશ. વ્યાકૂળ ( સં. व्याकुल ) દુઃખી; મુંઝાએલી.

૪. દેહડી ( સં. देह ) શરીર. પટકૂળ ( સં. पट વસ્ત્ર + कुल જથો ) વસ્ત્ર.

૫. ચીતરો ( સં. चित्रक ) ચિત્તો Leopard. ઉલટ ( સં. उद् + लुट् લોટવું ) સામી Against.

૬. ભાળ—ખબર. કટ ( સં. कटि ) કેડ.

૭. શાર્દૂલ ( સં. ) વાઘ. વૈદર્ભી ( સં. ) વિદર્ભ દેશના રાજાની પુત્રી, દમયંતી.

૯. સાવજ ( સં. श्वापद ) વાઘ. ગાભરો ( સં. गर्भ + भार ) બ્હાવરો.

૧૦. વનદેવી ( સં ) જંગલની દેવી Faun; Sylvan deity. અરિ (સં.) દુશ્મન. કંપાય ( સં. कंप् ધ્રૂજવું ) ધ્રૂજે છે. પશુ અરિ કંપાયરે—પશુઓરૂપી દુશ્મનો કંપે છે.

૧૧. દ્રૂમને (સં. द्रुम) ઝાડને. ગગને (સં. गगन) આકાશ સુધી.

૧૨. તરૂવર (સં.) હે વૃક્ષોમાં સુંદર વૃક્ષ. તરૂવર જો......
...ભૂપાળ રે-હે વૃક્ષોમાં સુંદર, મારી વતી ક્યાંય પણ રાજાને દીઠા છે?

૧૩. પર ઉપકારી (સં.) પારકાનું ભલું કરનાર. પર ઉપકારી.........છાંય રે—તમે ઉંચા વધતા હોવાથી તમારા ફેલાવાને લઇ તાપ વખતે તમારી ઠંડી છાયા મળતી હોવાથી તમે પારકું ભલું કરનાર છો.

૧૪. કયહું દીઠડાં—ક્યાંય દીઠા છે?

૧૬. પુણ્યશ્લોકે (સં. पुण्यश्लोक સુવિખ્યાત) નળ રાજાએ. યુધિષ્ઠિર, જનાર્દન અને નળ રાજાને તથા સીતા અને દ્રોપદીને પુણ્યશ્લોક કહેવામાં આવે છેઃ—

पुण्यश्लोको नलो राजा पुण्यश्लोको युधिष्ठिरः ।
पुण्यश्लोका च वैदेही पुण्यश्लोको जनार्दनः ॥

જેના નામનાં સ્મરણથી પુણ્ય થાય એવા સુવિખ્યાત પુરૂષને પુણ્યશ્લોક કહે છે. પરહર્યા (સં. परि + हृ તજવું) તજી. નોટ—દમયંતીએ પોતાની વિરહ દશામાં પરહર્યા શબ્દ વાપર્યો છે. ખરો શબ્દ પરહરી જોઇએ.

૧૮. અજગર (સં.) સાપ Boaconstrictor. વિકાશી (સં. वि + काश् પ્રકાશવું) ખોલી; ફાડી.

૧૯. ચરણ (સં. चर्ण) પગ. જાનુંલગે (સં. जानु ગોઠણ; लग् જોડવું) ગોઠણ સુધી.

૨૦. ભોમ (સં. भूमि) જમીન ઉપર. રીર (સં. रट् ચીસ પાડવી) બૂમ; ચીસ.

૨૨. વલવલે (સં. वल् ફરવું Reduplicative દ્વિગુણીરૂપ) દુઃખ પામે Was restless. ઉંચાં ચડી ગયાં ચક્ષ રે—આંખોનાં ડોળા ઉંચા ચડી ગયા અર્થાત મરણ તુલ્ય થઇ ગઇ

૨૩. કાચકી—કાંટા. કંઠ બંધાઇ કાચકી—ગળે કાંટા પડયા અર્થાત્ ઝેરથી ગળું બેસી જવાથી બોલાતું બંધ પડવું. શોષ (સં. शुष् સુકાવું) તરસ.

૨૪. રસના (સં.) જીવ. મરણ સમે......પુણ્યશ્લોક—મોત સમયે પણ અંતઃકરણથા નળનું નામ જીભપરથી છોડયું નહિ.

૨૫. પારધી (સં. पाप + ऋद्धि શબ્દ) શિકારી.

૨૬. શ્યામાને (સં. श्यामा) સુંદર સ્ત્રીને; પૂર યુવાન સ્ત્રીને સંસ્કૃત કાવ્યમાં મલ્લીનાથ શ્યામા કહે છે; ભટ્ટી કાવ્યની ટીકામાં ટીકાકારે શ્યામાની નીચે પ્રમાણે વ્યાખ્યા આપેલી છેઃ—

शीते सुखोष्णसर्वांगी ग्रीष्मे या सुख शीतला ।
तप्तकांचन वर्णाभा सा स्त्री श्यामेति कथ्यते ॥

અર્થ—ઠંડીમાં બધા અંગે ગરમીનું સુખ દેવાવાળી, ગરમ ઋતુમાં ઠંડીનું સુખ આપવા વાળી, તાવેલા સોના જેવી સ્વરૂપવાન સ્ત્રીને શ્યામા કહે છે. સાહ્યરે (સં. सह સાથે + इ જવું) મદદ કરી.

૨૭. કોહોવાડાને (સં. कुठार) કુહાડાના.

૨૮. વાસવ (સં.) ઇંદ્ર એ હીંદી આર્યોનો જ્યુપિટર તરીકે સ્વર્ગનો દેવ છે. વેદમાં તેને પ્રાધાન્ય દેવ ગણેલ છે. પરંતુ પાછળથી ધર્મ પુસ્તકોમાં તેની પંક્તિ ઉતારવામાં આવી છે. તે કશ્યપ અને અદિતીના પુત્ર છે. તે ત્રિમૂર્તિ દેવ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશથી ઉતરતા દેવ ગણાય છે. પણ તે સઘળા દેવોમાં શ્રેષ્ઠ ગણાતા હોવાથી તેને સુરેશ, દેવેન્દ્ર કહે છે. તે પૂર્વ દિશાના રક્ષિત દેવ અને વાતાવરણના અધિષ્ઠાતા દેવ છે. તેનાં રાજ્યને સ્વર્ગ ભૂવન કહે છે. તેના હથીઆરો તરીકે વીજળી, વજ્ર વિગેરે છે. તેને અસુરોથી વારંવાર લડાઇ થાય છે. તે અતિ વૈભવી અને વિષયી દેવ ગણાય છે. તે માટે કહેલું છે કે એક વખત ગૌત્તમ ઋષિની પત્ની અહલ્યા સાથે જારકર્મ કરવા માટે તેણે કૂકડાનું રૂપ લઇ તેને આશ્રમે જઇ બોલવા

માંડ્યું. ગૌત્તમ ઋષિને કૂકડો બોલતાંજ ગંગાજીમાં સ્નાન કરવા જવાની ટેવ હોવાથી મધ્યરાત્રિ છતાં નહાવા ગયા; ગંગાજીમાં નહાતાં તેમને દૈવી રીતે જાણ થયું કે મધ્યરાત્રિ હતી તેથી તેઓ ઘેર પાછા ફર્યા. આ વખતે ઈંદ્ર ગૌત્તમનું રૂપ ધારી અહલ્યા પાસે ગયેલો, તેને દેખતાંજ અહલ્યાને પત્થર થઇ જવાનો અને ઇંદ્રના શરીર ઉપર યોનિરૂપ સહસ્ત્ર છિદ્રો થવાનો ગૌત્તમે શ્રાપ આપ્યો. અહલ્ય એ ગૌત્તમ મુનિ પાસે પોતે નિરપરાધી હોવાથી અનુગ્રહ માગતા રામાવતારમાં શ્રીરામચંદ્રજીના વનવાસ વખતે તેમના ચરણસ્પર્શથી તેનો ઉદ્ધાર થવાનું વરદાન તેણે આપ્યું; અને ઈંદ્રે પોતાની ભૂલ કબુલ કરી જાર કર્મ કરેલ નહિ હોવાથી માફી માગી અનુગ્રહ માટે વિનવતાં તેનાં શરિર ઉપરનાં કાણાં આંખોરૂપ થઇ જવા વરદાન આપ્યું. આથી ઇંદ્રને સયોનિ, સહસ્ત્રાક્ષ, નેત્રયોાન પણ કહે છે. રામાવતારમાં રાવણનો પુત્ર મેઘનાદ ઈંદ્રને હરાવી લંકા લઇ ગયેલો, તેને બ્રહ્માજી તથા બીજા દેવોએ વચ્ચે પડી છોડાવ્યો હતો. કોઇ પણ રાજા સો યજ્ઞ કરે તેને સ્વર્ગનું રાજ્ય તથા ઈંદ્રાસન મળે છે એવું શાસ્ત્રમાં કહેલ હોવાથી સગર તથા રઘુરાજાઓનાં અશ્વમેધ યજ્ઞના ઘોડાઓ પોતાનું ઈંદ્રાસન જવાની બીકથી તે હરી ગયો હતો. તેમજ કોઇ પણ મુનિ તપ તપ કરે તેને પણ ઈંદ્રાસન મળે છે એવું શાસ્ત્રવચન હોવથી તે તપમાં ભંગાણુ નાંખવા પોતાના ગાંધર્વોની સ્ત્રી અપ્સરાઓને મોકલી મોહમાં ફસાવવાનું કરે છે પર્વતોને પાંખો હોવાથી વારંવાર ઉડી ઋષિ મુનિઓનાં યજ્ઞોમાં હરકત કરતા હતા તેથી તેમની પાંખો તેણે કાપી નાંખેલી કહેવાય છે. બલ તથા વૃત્ર નામના અસુરોને તેણે માર્યા છે. પુલોમન દાનવની પુત્રી શચી તેની સ્ત્રી છે, તેને ઇંદ્રાણી કહે છે. તેના પુત્રનું નામ જયંત છે. ઇંદ્રે પ્રસન્ન થઇ કુંતીને અર્જુન નામનો પુત્ર આપેલ હોવાથી તે તેનો પિતા કહેવાય છે. તે તેત્રીશ કોટી અર્થાત તેત્રીશ જાતિના દેવમાંના એક દેવ છે. તેમની પાસે કામધેનુ નામની ઇચ્છિત વસ્તુ આપનારી ગાય તથા કલ્પદ્રુમ નામનું ઇચ્છિત વસ્તુ આપનારૂં વૃક્ષ

છે. પારિજાતક નામના ફુલનું વૃક્ષ પણ તેમના બાગમાં છે, જેનું ફુલ શ્રીકૃષ્ણે પોતાની સ્ત્રી રૂકિમણીને આપવાથી બીજી સ્ત્રી સત્યભામા રિસાઇ હતી. ઐરાવત નામનો સાત સૂંઢવાળો હાથી ઇંદ્રનું વાહન છે. તેનાં બીજાં નામ ઇન્દ્ર, શક્ર, પુરંદર, સુરપતિ શચીપતિ, મેઘવાહન, વજ્રી વિગેરે છે. તે પરજન્ય (વર્ષાદ) નાં દેવ હોવાથી, સારી વૃષ્ટિ માટે લોકો તેનું પૂજન કરતા; તે પૂજન કૃષ્ણાવતારમાં બંધ કરાવી શ્રીકૃષ્ણે લોકોને ગોવર્ધન પૂજન કરવા ભલામણ કરવાથી તેનું પૂજન બંધ થયું. આથી તેણે ગુસ્સે થઇ આઠ દિવસ સુધી અતિ વૃષ્ટિ કરી. તેમાંથી શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વત પોતાની આંગળી ઉપર ટેકાવી લોકોનું રક્ષણ કર્યું હતું, જેથી ઇંદ્રે હારી જઇ શ્રીકૃષ્ણની માફી માગી હતી.

વરદાનરે (સં. **वर** કૃપા + **दान** બક્ષિસ) કૃપા.

૩૦ કરતળ (સં. **करतल**) હથેળીમાં. વાસ સુધા તણો (સં. **वास** રહેઠાણ; **सुधा** અમૃત) અમૃત રહેલું હોવાથી. પરમ નિધાનરે (સં. **परम** મોટું; **निधान** ભંડાર) તદન તંદુરસ્ત.

૩૧. હળાહળ (સં. **हलाहल**) ઝેર Poison.

૩૨. ભટ્ટ [સં **भट्ट**] પંડિત Learned.

## કડવું ૧૧—હંસ ને દમયંતી

નળનાં પિતા વીરસેનની સભામાં વિદર્ભ દેશનાં રાજા ભીમકની કુંવરી દમયંતીનાં વારંવાર વખાણ થતાં તે સાંભળી તેને પરણવા નળનું મન બહુ તલપી રહ્યું હતું, અને તે હંમેશ ઉદાસ રહેતો. એક વખત તે જંગલમાં ગયો, ત્યાં એક સુંદર હંસોનું ટોળું જોઇ પોતાની મનોવ્યથા ભૂલી ગયો, અને તે ટોળામાંથી એક હંસ પકડવા મન કર્યું. આથી એક ઝાડ નીચે હંસનો રાજા એક પગે ઉભો રહી નિદ્રા લેતો હતો, તેને નળે ઝાડની ઓથે ભરાઇ પકડ્યો; જેથી ત્યાં ઉભેલી હંસની સ્ત્રીએ પોતાના સ્વામીનો વિયોગ પડતાં કલ્પાંત કરી નળને પણ

તેવીજ રીતે પોતાની સ્ત્રીનો વિયોગ પડવા શાપ આપ્યો. હંસના રાજાએ પોતાની સ્ત્રીઓને મળી આશ્વાસન આપી પાછો આવવા નળને વચન આપવાથી તેણે તેને છોડયો. હંસ પાછો આવ્યો ત્યારે પોતાને મળેલા જીવિતદાનનો બદલો વાળી આપવા નળ પાસે કાંઇ કામ માગ્યું, આથી નળે તેને દમયંતી મેળવી આપવા કહ્યું. હંસે તે કામ બજાવવા વચન આપી, નળની પ્રશંસા કરવા દમયંતી પાસે જતાં તેને પકડવા દમયંતી અથાગ પ્રયત્નો કરે છે, છતાં તે પકડાતો નથી; એટલે દમયંતી પોતાની હથેળી કમળ જેવી હોવાથી કમળ માફક ખુલી રાખી તેમાં ભમરા તરીકે જાંબુ મૂકી હંસને છેતરી પકડે છે, અને તેની પાસેથી નળનાં વખાણ સાંભળી પરણવા વચન આપે છે તે સમયનું વર્ણન આંહિ ગાય છે.

હંસ (સં.) એક જાતનું ઉમદું પક્ષી Swan. નોટ—હિમાલયમાં માન સરોવર હંસોનું નિવાસ સ્થાન કહેવાય છે. બ્રહ્માનું એ વાહન કહેવાય છે. કવિઓ હંસમાં દૂધ તથા પાણી જુદા કરવાની શક્તિ હોવાનું વર્ણવે છે.

૩૩. અકળિત [સં. अकलित] કળી ન શકાય એવી; આશ્ચર્યકારક. વાત [સં.] યુક્તિ. વિચારી [સં. वि + चर्] શોધી કાઢી. નોટ—જ્યારે હંસ તેને પકડવા દેતો નથી, ત્યારે દમયંતીએ વિચાર કર્યો કે મારા હાથ કમળ સરખા છે, તેથી મારૂં શરીર છૂપાવી કમળ પેઠે હાથ રાખીશ તો હંસ ભૂલથી મારા હાથપર બેસશે અને પકડાઇ જશે એવી નવાઇ જેવી યુક્તિ શોધી કાઢી.

૩૫. ધીરે (સં. धृ ધીરવું) વિશ્વાસ રાખે છે. પંખી......કાજે—પખી (હંસ) કમળ માટે વિશ્વાસ રાખી પોતાની કાયા અર્પણ કરે છે, અર્થાત્ હંસ કમળ ઉપર એકદમ બેસે છે. મહારાજે (સં. महाराज) પરમેશ્વરે.

૩૬. જોગવાઇ ( સં. योग्यता ) સગવડ અર્થાત્ સરખાપણું. જગદીશે ( સં. जगदीश ) ઇશ્વરે.

૩૭. કહુંએ—ગમે ત્યાં. પાણી પંકજ ( સં. पाणि હાથ; पंकज કમળ ) હાથરૂપી કમળ.

૩૮. ચેહેબચામાં ( ફા. चाह કુવાનું અલ્પાર્થરૂપ चेह ) તળાવમાં; હોજમાં.

૩૯. પલાશનું ( સં. पलाश ) ખાખરાનું Of the downy–branch–butea. નોટ—કમળનું પાન દેખાડવા ખાતર માથા ઉપર ખાખરાનું પાન ઢાંક્યું. સમાન ( સં. ) જેવી.

૪૦. મધ્ય ( સં. ) હથેળીની વચમાં. જાંબુનું ફળ ( સં. जंबुफल ) જાંબુ Jambool fruit; Rose–apple fruit. ભ્રમર ( સં. ) ભમરો. પીમળ ( સં. परिमल ) સુગંધ. મધ્ય મુક્યું........પીમળ—હથેલીરૂપી કમળમાં જાણે કાળો ભમરો ફુલની સુગંધ લેવા બેઠો હોય તેમ વચ્ચે કાળું જાંબુનું ફળ મૂક્યું.

૪૧. નાસીકાએ ( સં. नासिका ) નાકથી. ગણગણતી ભમરાની માફક ગુંજાર કરતી હતી Was humming. ભામા (સં. भामिनी ગુસ્સાવાળી સ્ત્રી ) દમયંતી. ભણતી ( સં. भण બોલવું ) અવાજ કરતી હતી Was sounding.

૪૨. હરિવદની ( સં. हरि + वदन ) ચંદ્રસમાન મુખવાળી, દમયંતી જાણી ( સં. ज्ञा જાણવું ) ઓળખી. પ્રેમદાનો ( સં. प्रमदा ) સ્રીનો.

૪૪. અબુંજ ભણી ( સં. अंबुज પાણીમાં જન્મેલું ) કમળ તરફ. અબળાએ ( સં. अबला સ્રી ) દમયંતીએ.

૪૫. શે—કેમ. હલ્યા–અલ્યા Oh, you. ગાડુઓ ( સં. ग्रन्थि ગાંઠ ) ગાંઠવાળો; પક્કો; ચતુર. ગાઠો ( સં. ग्रन्थ् બાંધવું ) પકડ્યો.

૪૬. દુઃખી (સં. दुःख) હેરાન. મુવા–ગાળ વાચક શબ્દ છે. પેહેલા–અગાઉથી. હું–મને (દ્વિતીયા વિભક્તીમાં વપરાયો છે).

૪૭. અવગુણ (સં.) દોષ. નહિ સંભારૂં (સં. सम् + भृ ભરવું) યાદ કરીશ નહિ અર્થાત્ મનમાં લાવીશ નહિ. મને બાપના......મારૂં—હું તને મારૂં તો મને મારા બાપના સોગંદ છે I swear by my father not to kill you.

૪૮. જાઓછો ફૂલી (સં. फुल्ल् ખીલવું) બડાઇ મારો છો Boast. ભ્રમે (સં. भ्रम् ભટકવું) ગેર સમજથી.

૪૯. હુંમાં—મારામાં. પ્રાક્રમ (સં. पराक्रम) બળ. ચંચ પ્રહારે (સં. चंचु प्रहार) ચાંચના મારથી By pecking with my beak. હણું (સં. हन मारवुं) ઘાયલ કરૂં

૫૧. અન્યોન્યે (સં. अन्योन्य) એકબીજાએ. બોલજ–ખરેખરો કોલ. હાથેથી......લીધો–અત્યાર સુધી હંસને હાથમાં પકડયો હતો, તે હવે છૂટો કરી ખોળામા બેસાડયો She seated it on her lap letting it loose from her hand.

૫૨. વિખાણ (સં. व्याख्यान હકિકત) વખાણ. સબળ (સં. सबल) અતિશય. ભીઆ–બાઇ.

૫૩. તેહેનાં—તેનાં. માત ને તાત–માબાપ. વિખાણી કહો વાત–વિસ્તારી હકિકત કહો.

૫૪. તવ (સં. तदा) ત્યારે. કશી–કંઇક.

૫૫. બ્રહ્મસભામાં (સં. ब्रह्मसभा) બ્રહ્મની કચેરીમાં; બ્રહ્મા એ પ્રજા ઉત્પન્ન કરનાર પ્રજાપતિ દેવ છે. બ્રહ્મની ઉત્પત્તિ, સ્થિતિ અને લય નામની ત્રણ શક્તિમાંથી આદિ શક્ત તેમનામાં રહેલી છે. તે શ્રી વિષ્ણુ ભગવાનનાં નાભીકમળમાથી ઉત્પન્ન થયા છે. તેનું વાહન હંસનું છે. એને મુખ ચાર છે, અને તેવડે તે ચાર વેદ ભણે છે. એની સ્ત્રી સાવિત્રી કે ગાયિત્રી દેવી છે; અને સરસ્વતીદેવી

એની પુત્રી છે. એ સૃષ્ટિ ઉત્પાદક Creator of the Universe કહેવાય છે. વિષ્ણુ (સં.) શેષશાયી નારાયણ ભગવાન. એ સૃષ્ટિનાં પાલકર્તા છે. તેમનામાં સ્થિતિ નામની મધ્ય શક્તિ રહેલી છે. નારાયણરૂપે સમુદ્રમાં શેષનાગપર તે શયન કરે છે, અને લક્ષ્મીજી તેના પગ ચાંપે છે. ચતુર્ભુજ સ્વરૂપે એમનું પૂજન થાય છે. તેમણે એક હાથમાં શંખ, બીજામાં ચક્ર, ત્રીજામાં ગદા અને ચોથામાં પદ્મ ધારણ કરેલા છે. તેમણે મહાદેવજીનું એક હજાર કમળનાં ફુલો વડે પૂજન કરેલું ત્યારે મહાદેવજીએ તેમની શ્રદ્ધાની પરિક્ષા કરવા ખાતર એક હજાર ફુલમાંથી એક ફુલ ગુપ્તરીતે લઇ લીધું; જેથી વિષ્ણુ ભગવાને પોતાનું આંખરૂપી કમળ કાઢી ચઢાવ્યું. મહાદેવજીએ આથી પ્રસન્ન થઇ તેમને સુદર્શન ચક્ર નામનું આયુધ આપેલું છે. તેમનું વાહન ગરૂડનું છે; તેમણે શાર્ઙ્ગ નામનું ધનુષ રાખેલું હોવાથી તેમને શાર્ઙ્ગધર કહે છે. તેમનાં હજાર નામ કહેવાય છે જેનો પાઠ વિષ્ણુ સહસ્ત્ર નામનાં સ્તોત્રમાં આપેલો છે. તેમણે પૃથ્વી ઉપરનો પાપનો નાશ કરવા અને સાધુ પુરૂષોની રક્ષા માટે ૨૪ અવતારો લીધા છે, તેમાંના ૧૦ અવતાર મુખ્ય છે, તેનાં નામ નીચે પ્રમાણે છે;—

मत्स्यः कूर्मो वराहश्च नरसिंहोऽथ वामनः।
रामो रामश्च कृष्णश्च बुद्धकल्की च ते दश ॥

અર્થ—મત્સ્યાવતાર, કૂર્માવતાર, વરાહાવતાર, નરસિંહાવતાર, પરશુરામાવતાર, રામાવતાર, કૃષ્ણાવતાર, બુદ્ધાવતાર અને કલ્કીઅવતાર એ દશ અવતારો મુખ્ય છે. શ્રી વિષ્ણુનું સ્વરૂપ ચતુર્ભુજ, કાનમાં કુંડલ, ગળામાં ગુંજાની તથા તુલસીની માળા, અંગે પિતાંબર વિગેરે વાળું કલ્પેલું છે તેમણે ધ્રુવ, પ્રહ્લાદ, અંબરિષ વિગેરે પોતાના ભક્તોને સહાય કરી મોક્ષ પમાડયા છે. તેમણે કૃષ્ણાવતારમાં પાંડવ કૌરવ વચ્ચેનાં મહા દારૂણ યુદ્ધમાં અર્જુનનાં સારથિ રૂપ રહી જગદ્વિખ્યાત જ્ઞાનનો ભંડાર ગીતારૂપી બોધ તેને આપેલો છે, જે જ્ઞાનનાં પુસ્તકને શ્રીમદ્ ભગવદ્ ગીતા કહે છે. Protector of the Universe.

૫૬ ચતુર સુજાણ (સં. चतुर सुज्ञान) ડાહ્યા અને વિદ્વાન.

૫૭. રોઝ ( સં. ऋष्य ) ધોળા પગવાળું અક્કલ વગરનું સાબર જેવું જનાવર White-footed antelope. ઢાખડો–વરખડો, એક નાનું જંગલી ઝાડવું. સાંભળ્યો નહિ તે ઢાખડોજ–જે માણસે નળનું નામ કાને સાંભળ્યું નથી તે જગત્માં ખરેખર વરખડા જેવો છે, અર્થાત્ વરખડો જેમ જંગલમાં નકામું ઝાડવું છે, એટલે કે ઔષધિ વિગેરે કંઇ ઉપયોગમાં આવતું નથી, તેમ તે માણસ પણ નિરર્થક છે. જ—નિશ્ચયાર્થ પ્રત્યય.

૫૮. લોચન ( સં.) આંખો. મોરપીછ ચાંદલીઆ જેવાં ( સં. मयूर મોર + पिच्छ પીછું + चंद्रक ચાંદલો ) મોરનાં પીછાંમાં જે કાળા આશમાની ચાંદ્રા હોય છે તેનાં જેવા માત્ર શોભાનાં, અર્થાત્ નકામાં Like blue eyes in the feathers of a peacock.

૫૯. વિહ્વળ ( સં. विह्वल ) આકુળ; કામાતુર. મહિલાનું ( સં. महिला સ્ત્રી ) દમયંતીનું. આકર્ષી લીધું ( સં आ + कृष् ખેંચવું ) ખેંચી લીધું Attracted.

૬૦. નમયંતી ( સં. नम् નમવું ) નમતી.

૬૧. અથ ઇતિ (સં.) પહેલેથી છેડે સુધી; સવિસ્તર In detail; From beginning to end.

૬૨. જોબન ધામ ( સં. यौवन જુવાની + धामन् ઘર ) જુવાન. છે બાળક વૃદ્ધ જોબન ધામ—તે બાળક છે વૃદ્ધ છે કે જુવાન છે? શે અર્થે—શા માટે.

૬૩. કુંવારો ( સં. कुमार ) વગર પરણેલો Bachelor.

૬૪. કળકળી ( સં. कल् અવાજ કરવો ) કકળીને; તોબા કરીને With a deep sigh.

૬૫. નળ છે.........કન્યા—નળતો વગર પરણેલો છે પણ તેને લાયક સ્ત્રી નથી. અન્યા (સં. अन्याय) ગેર ઇન્સાફ.

૬૬. કોટાનકોટ (સં. कोटयानुकोटी કરોડ પછી કરોડ) કરોડો; અસંખ્ય. નિરખી (સં. निर् + ईक्ष् જોવું) જોઇ.

૬૭. સકળ (સં. सकल) બધું. પાત્રમાં (સં. पात्र) વાસણમાં.

૬૮. કાંઇએક—થોડી. રજ (સં. रजस् ધૂળ) કરચ Particle. વાધી (સં. वृध्) વધી.

૬૯. થપોલી (સં. स्थानुं પ્રેરક स्थापय સ્થાપવું) થેપલી; ટીકડી. હુવી-થઇ (હ્યસ્તન પ્રાકૃત રૂપ). ઉપન્યો (સં. उद् + पद् પેદા થવું) થયો. રવિ (સં.) સૂર્ય. એ કશ્યપ અને અદિતીના પુત્ર છે, અને બાર આદિત્યોમાંના છે. તેનો સારથિ અરૂણ પગ રહિત છે. સૂર્ય નિરંતર સફેદ પગવાળા, સાત લાલ ઘોડાના ત્રણ પૈડાવાળા રથમાં ફર્યા કરે છે, અને મનુષ્યોનાં સારાં નરસાં કૃત્યો તે જોયા કરે છે. વિશ્વકર્માની પુત્રી સંજ્ઞા ઉર્ફે છાયા તેની સ્ત્રી છે, તેનાથી યમ, યમુના, શનિ તથા અશ્વિનીકુમારો જન્મ્યા છે. તે સૂર્યવંશી રાજા મનુ વૈવસ્વતના પિતા કહેવાય છે. તેને માટે એક આખ્યાયિકા એવી છે કે તેની સ્ત્રી સંજ્ઞાથી તેનું તેજ સહન ન થઇ શકવાથી તે પિતાને ઘેર ચાલી ગઇ. તેના પિતાએ તેનું આવવાનું કારણ પૂછતાં તેણે પોતાના સ્વામીનું તેજ સહન ન થઇ શકવાનું જણાવ્યું. જેથી વિશ્વકર્માએ શાપ દેવાથી સૂર્યના તેજનો આઠમો હિસ્સો કપાઇ પૃથ્વીપર પડયો; તેમાંથી તેણે (વિશ્વકર્માએ) શ્રીકૃષ્ણનું સુદર્શન ચક્ર, મહાદેવજીનું ત્રિશૂલ, કાર્તિકેયની શક્તિ તથા કુબેરનાં શસ્ત્રો બનાવ્યાં કહેવાય છે. સૂર્યની પૂજા વૈદિક સમયથી ચાલે છે. અર્વાચિન કાળમાં તેને નારાયણ ભગવાન સાથે ઉપદેવ ગણી સંધ્યા વંદનાદિકમાં સૂર્યનારાયણને નામે અર્ઘ્યો અપાય છે. મોગલ શહેનશાહ અકબર સૂર્યપૂજક હતો. હજી પણ કેટલાક લોકો લીમડાના આ-

કમાં સૂર્યનો વાસ ગણી તેને પૂજે છે તેને નિંબાર્ક કહે છે; અને કેટલાક સૂર્યને પણ પૂજે છે. એ નવગ્રહમાં મુખ્ય છે; અને મેરૂ પર્વતની આસપાસ ફરે છે. એના હાથમાં શંખ, ચક્ર કલ્પેલાં છે. તે ઉષ્ણતા અને પ્રકાશ આપી પૃથ્વીના પ્રાણીઓ વિગેરેને જીવાડે છે. તેનાં બીજાં નામ સૂર, અર્ક, દિવાકર, ભાનુ, ભાસ્કર, સવિતા, દિનમણિ, આદિત્ય વિગેરે છે.

૭૦. **વહાણે**—સવારે. **બાહેર**–બહાર ફરવા **નીશરે** ( સં. **निः + सृ** ) નીકળે. **તેજવંત** ( સં. **तेजस्विन्** ) તેજવાળો–નળ. **વનમાં ફરે**—અરણ્યમાં શિકાર માટે ફરે.

૭૧. **કોર**—કીરણ. **સૂરજ ઝાંખી કાડે કોર**—સૂર્ય ઝાંખો દેખાય છે. **તેણે**–તેથી કરીને. **પોહોર** ( સં. **प्रहर** ત્રણ કલાક જેટલો વખત ) વખત. **વહાણું સાંજ તેણે ટાહાડો પોહોર**—તેથી કરીને સવાર સાંજ ઠંડો વખત લાગે છે.

૭૨. **અદૃષ્ટ** ( સં. ) અદૃશ્ય. **રાજાન** ( સં. **राजन्** ) રાજા. **નિશ્ચંત** (સં. **निश्चित** ચિંતા રહિત) ફીકર વગર. **અદૃષ્ટ જ્યારે .. મધ્યાહ્ન**—જ્યારે રાજા આરામ લેવા ઘેર પધારી બહાર દેખાતા નથી ત્યારે બપોરે સૂર્ય ફીકર વગર તપે છે.

૭૩. **મંદિરમાં** ( સં. **मंदिर** ઘર ) મેહેલમાં.

### કડવું ૨૧—દમયંતીની પરીક્ષા.

દમયંતીએ હંસને નળ સાથે પરણવાનું વચન આપી સ્વયંવરમાં નળને આવવા કહેવડાવ્યું. તેમજ નારદે ઇંદ્રસભામાં દમયંતીના વખાણ કરવાથી તેને પરણવા તેના સ્વયંવરમાં ઇંદ્ર, યમ, અગ્નિ અને વરૂણ આવે છે, તેમને વાટમાં નળ રાજા મળતાં ઇંદ્ર નળને તેનો સ્વાર્થ ત્યાગી પોતાનો દૂત થઇ દમયંતીને તેઓમાંથી એકને પરણવા કહેવડાવે છે. નળ પુણ્યશાલી હોવાથી તે પ્રમાણે ઇંદ્રનો દૂત બની વેષ બદલી દમયંતી પાસે જાય છે, અને પોતાની ઉપેક્ષા કરી દમયંતીની પરીક્ષા કરે છે તે સમયનું વર્ણન આપે છે.

૭૫. મહિપતિ ( સં. મહી પૃથ્વી + पति સ્વામી ) રાજા. ધન્ય ( સં. ) ભાગ્યશાળો. સતી ( સં. ) પતિવ્રતા સ્ત્રી.

૭૬. ભોગી ( સં. भोगिन् ) ભોગવનાર; વિલાસી. ભામનિ—ભામિની. ભોગ્ય ( સં. ) ભોગવવા લાયક. ભોગી......ભોગ્ય—વિલાસી રાજાનેજ તારા જેવી સુંદરી ભોગવવા યોગ્ય છે A I eautiful woman like yourself is only fit for enjoyment by a lustful king. ઘટે દેવને...અયોગ્ય—તું દેવને માટેજ લાયક છે અમારા જેવા માટે લાયક નથી. Y u are only fit to be a wife of a god, but not of one like myself.

૭૭. પ્રત્યે ( સં. प्रति ) તરફ. જોગીરૂપને ( સં. योगिन् જોગી + रूप સ્વરૂપ ) જોગીને. લહે છે–જાણે છે. જો તું જોગીરૂપને લહે છે—જો, તું સાધુને જાણે છે See, you know an ascetic.

૭૮. વિષયાની ( સં. विषय ) ઇન્દ્રિય સુખ Wordly Pleasure. સાધ્વી ( સં. साध्वी ) સદ્‌ગુણી સ્ત્રી અમો ન જાઉં......સાધ્વી—માટે અમે એવા સાધુ છીએ જે વિષયને માર્ગે જતા નથી, અને તને સતી જાણી તારી પાસે આવ્યો છું I am such an asce ic as would not long for wordly pleasure; and thinking you to be a chaste woman I have approached you.

૭૯. દૂત ( સં. ) સેવક; સંદેશો પહોંચાડનાર. આચાર ( સં. आ + चर् આચરવું ) રીતભાત. આપણો–મારો પોતાનો અર્થાત્ જોગીનો. નોટ નળ જોગી વેષે આવેલ હોવાથી આંહિ કહે છે કે હું જોગીની રીતભાત પાળું છું.

૮૦. ન્યૂન ( સં. ) મણા Deficient. તારૂં પૂર્વ.........ન્યૂન-તારૂં આગલા જન્મનું એવું પુણ્ય છે કે તારા નસિબમાં કાંઈ મણા નથી.

૮૧. મોદ વર્ધન ( સં. मोद આનંદ + वर्ध् વધવું ) આનંદમાં વધારો કરનારી.

૮૨. અળગું કરો ( સં. अ નહિ + लग् અડકવું ) દૂર કરો. અંતરપટ ( સં. अंतर् વચ્ચે + पट વસ્ત્ર ) પડદો. ઉલટ ( સં. उद् + लुट् લોટવું ) ઉમંગ.

૮૩. રૂપ ( સં. ) ગુણ. સ્વાર્થ ( સં. स्व + अर्थ ) પોતાનું કાર્ય. પરમાર્થ ( સં. परम મોટુ + अर्थ કામ ) પરોપકાર.

૮૪. રસાળા ( સં. रस રસ + आल વાળો ) આનંદદાયક. પટ ( સં. ) અંતર્પટ.

૮૫. પ્રસ્વેદ મુક્તા ( સં. प्रस्वेद પરસેવો + मुक्ता મોતી ) પરસેવાનાં મોતી જેવા ટીપાં. વીજળી ઝબકી ( સં. विद्युत् વીજળી ) વીજળીના ઝબકારા માફક એકદમ As swift as the flash of the lightning.

૮૬. દ્રુમવેલી ( સં. ) ઝાડને વિંટળાએલી વેલી અર્થાત્ વેલી જેવી નાજુક. જયમ દ્રુમવેલી-વેલીની માફક નાજુકાઇથી Tenderly like a creeper. નિકટ ( સં. ) પાસે ગર્વઘેલી-જુવાનીનાં મદથી ઘેલી Mad of the lust of youth.

૮૭. પ્રતાપ ( સં. ) તેજ Awe. માયો ( સં. मा માપવું ) સહન થયો. ઝંખવાયો-નિસ્તેજ થયો Felt shy. તારૂણીનો પ્રતાપ.........ઝંખવાયો-તે યુવાન સ્ત્રીનું તેજ સહન ન થયું, અને નળ તેના તેજથી નિસ્તેજ થયો અર્થાત્ તેના ઓચિંતા આવવાથી શરમિંદો થયો Nala could not withstand the awe of the youthful lady, and he felt shy before her.

૮૮. મદ પૂરણ ( સં. मदपूर्ण ) ગર્વથી ભરેલી. માતંગી –હાથણી Female Elephant. નોટ–હાથણીને જુવાનીમાં મદ ઝરતો હોવાથી તેના જેવી ગર્વ વાળી અર્થાત્ જુસ્સા વાળી. ઉઠંગી–અઢેલી Leaning.

૮૯. ખણતી ( સં. खन् ખોદવું ) ખોતરતી હતી Was scraping. નોટ–નળ આગળ દમયંતી વિવેકથી ઉભેલી હતી, તેથી તેને શું કરવું તે નહિ સુજવાથી પગના અંગુઠાની જમીન ખોતરતી હતી.

૯૦. ગળ સ્થળે ( સં. गल स्थल ) ગાલે.

૯૧. પ્રેમે પ્રેમે–પરસ્પર પ્રેમથી. મોહ્યો ( સં. मुह् મોહ પામવો પ્રેમ ઉત્પન્ન થયો Was enamoured.

૯૨. સત્યવાદીએ ( સં. सत्य वद् બોલવું ) નળે.

૯૩. ઇંદ્રિ ( સં. इन्द्रिय દૃષ્ટિ. રખે ઇંદ્રિ......આકર્ષે— રખેને મારી દૃષ્ટિ સ્ત્રી પર જાય, તેથી પાછું તે પોતાનું મન વશ રાખે છે. Nala again controls his passion, lest his eye might fall on the woman.

૯૪. આસનવાળી–યોગાસન અર્થાત્ પલાંઠી વાળી Cross-legged. નોટ—ક્ષત્રીઓ પલાંઠી વાળતા નથી, પણ નળ યોગી વેષમાં હોવાથી તે પ્રમાણે તેણે આચરવું; જોઇએ.

૯૫. ગોષ્ટિ ( સં. ) વાત.

૯૬. લલના ( સં. ) મનોહર સ્ત્રી. અંબુજ લોચની ( સં. अंबुज કમળ + लोचन આંખ ) કમળ સમાન નેત્રવાળી. સુખવર્ધની ( સં. सुख સુખ + वर्ध् વધવું ) સુખ વધારનારી. દુઃખ મોચની ( સં. दुःख દુઃખ + मुच् છોડવું ) દુઃખ હરનારી.

૯૭. પુછ વાત.........માંડી હું જે વાત પુછું તે મને મુખથી માંડીને કહો Explain to me in full what ask you.

૯૮. મને ઘટે......રહેવું—પર પુરૂષ સમક્ષ મારે ઉભું રહેવું યોગ્ય છે.

૯૯ જાણે નળ તો કહેશે એ શું—પર પુરૂષ સમક્ષ હું બેસું ને એ વાત નળ જાણે તો મારે માટે તેને શો અભિપ્રાય બંધાય ? અર્થાત્ તે મન વિવેક રહિત ગણે What will Nala think of me when he knows that I sat before a stranger i e. he will have very low opinion of me and will take me to be very immodest.

૧૦૦. વારૂ ( સં. वरम् ) સારૂં Well. નોટ—દમયંતીએ પડદામાં આરસામાં નળનું પ્રતિબિંબ જોતાં તેને નળ તરીકે દિવ્ય સ્વરૂપથી ઓળખવાથી ખરી વાત કઢાવવા નળે મોકલ્યાના પ્રશ્ન આંહી તેને પૂછે છે.

૧૦૨. નહિ નળનો હું દેવનો દૂત—હું નળનો દૂત નથી પણ દેવનો દૂત છું.

૧૦૩. ભાખે ( સં. भाष् બોલવું ) બોલે. તજી સુધા વિષ ક્યાં ચાખે—દેવરૂપી અમૃતને છોડી નળરૂપી ઝેરને શા માટે ચાખવા મન કરે છે ?

૧૦૪. સ્વજન ( સં. ) મિત્ર. મુકી ચંદન.........બાવળીએ—દેવરૂપ સુખકારક ચંદનને છોડી નળરૂપી દુઃખકારક બાવળને શા માટે પકડે છે ?

૧૦૫. કોડી ( સં. कपर्द કોડી ) શંખલું A sea-shell. મદગળ ( સં. मद મદ; गल् ઝરવું ) હાથી. મહીષ ( સં. महिष ) પાડો A he-buffalo. પલાણે ( સં. प + या જવું ) સ્વારી કરે.

૧૦૬. ધેનુ ( સં. ) ગાય. અજા ( સં. ) બકરી. સાળ ( સં. शालि ) ઉંચી કમોદ Excellent rice. ફુસકા-કમોદનાં છોડાં Rice-husks.

૧૦૭. નેગીયો ( સં. स्निग्ध પ્રિય ) સ્નેહી. તેજપુંજ (સં. તેજનો ઢગલો; સૂર્ય. આગીયો–ચળકતી પાંખવાળું અંધારી રાત્રિએ ઉડતું પતંગીઉ A glow–worm. માટે હું.........આગિઓ–માટે હું તારો સ્નેહી હોવાથી કહું છું કે દેવ તેજના ઢગલા અર્થાત્ સૂર્યરૂપ છે, અને નળ તો આગીયો કીડારૂપ છે.

૧૦૮. માનવ (સં.) મનુષ્ય. શા લેખે–શું હિશાબમાં Of what worth? અમરને ( સં. अमर ) દેવને. ઉવેખે ( સં. उप + ईक्ष અનાદર કરવો ) તરછોડે છે.

૧૦૯. વહ્નિ ( સં. ) અગ્નિ. આ દેવ દરેક હોમ યજ્ઞ, વિવાહ વિગેરે કાર્યોમાં સાક્ષીભૂત ગણી પૂજાય છે તેને બે મુખ, લાલરંગ, ત્રણ પગ અને સાત હાથ કલ્પેલાં છે. તેનું વાહન ઘેટાનું છે; તેની ધ્વજામાં પ્રાણિનું ચિન્હ છે; તેના મુખમાં કાંટા વાળી જીભ છે. તેનાં બે મુખનાં નામ ૧ ઉત્પાદક ઉગ્રના ૨ વિનાશક વહ્નિ છે. તેનાં ત્રણ પગ ૧ વિવાહ વહ્નિ, ૨ ઔર્ધ્વ વહ્નિ અર્થાત્ મરણ ક્રિયા સંબંધી વહ્નિ, ૩ યજ્ઞ વહ્નિ છે. તેના સાત હાથ એ મેઘધનુષ્યનાં સાત રંગનાં કિરણો છે. અગ્નિને ત્રણ સ્વરૂપે વર્ણવવામાં આવે છે ૧ દેવતા રૂપે બાળવા માટે ૨ વીજળી રૂપે ચમકવામાં ૩ સૂર્ય રૂપે પ્રકાશમાં. તે વૈદિક સમયથી અદ્યાપિ પર્યંત પૂજાય છે. તેનાં બીજાં નામ અગ્નિ, વૈશ્વાનર, પાવક, અનલ, હુતાશન, રોહિતાશ્વ, વાયુસખ, દહન, જ્વલન હવ્યવાહન વિગેરે છે. પારસી લોકો ખાસ અગ્નિ પૂજક છે.

વરૂણરાય ( સં. वरुण ) વરૂણદેવ. એ અદિતિનાં બાર પુત્રમાંનાં એક પુત્ર છે; અને મહાસાગરો તથા પશ્ચિમ ખંડના દેવતા છે. પહેલાં આર્ય લોકો વરૂણ દેવને પૂજતા હતા; ક્રમે ક્રમે જેમ તેઓ ગંગા જમુનાનાં પ્રદેશમા વસ્યા તેમ ઇંદ્રને પૂજવા લાગ્યાં. વરૂણે ઉતથ્ય મુનિની પુત્રીનું હરણ કરેલું કહેવાય છે. વરૂણનાં પૂજન સાથે મિત્રદેવનું પૂજન ઘણી વખત થતું હોવાથી તે પૂજનને મિત્ર વરૂણનું પૂજન કહે છે. તેનું

સ્વરૂપ શ્વેતરંગી, જમણા હાથમાં પાશવાળું. મનુષ્યાકૃતિનું કલ્પેલું છે, અને તેનું વાહન માછલાનું શરીર અને પૂંછડીવાળું અને હરણનાં માથા અને આગલા પગ વાળું કલ્પિત જળચર રાક્ષસી વાહનનું આલેખવામાં આવે છે. તેને રોમન પ્રજા Neptune દેવ કહે છે. તેનાં બીજાં નામ નીચે મુજબ છેઃ—

प्रचेता वरुण' यादसांपतिरप्पतिः ।

અર્થ—પ્રચેતા, વરૂણ. પાશી, યાદસાંપતિ અને અપ્પતિ છે. જમ (સં. यम ) જમરાજા God of death. એને રોમન લોકો Pluto કહેછે. એ સૂર્યના પુત્ર અને મૃત્યુનાં દેવ છે. યમુના (જમના) નદી તેની બેહેન છે. તેનું સ્વરૂપ ચતુર્ભુજ તથા વાહન પાડાનું કલ્પેલું છે. તે મરણ પામેલા પ્રાણીઓનો પુણ્ય પાપનો ન્યાય કરે છે; અને ચિત્રગુપ્ત તેના દરબારમાં પ્રાણીઓનાં પુણ્ય પાપનો હિસાબ રાખે છે. આ હિસાબી પુસ્તકને અગ્ર-સંધાની કહે છે. મૃત્યુ પામેલા પ્રાણીઓના સૂક્ષ્મ શરીર અર્થાત્ જીવને તેનાં દૂતો પાસ નાખી લઇ જાય છે. તેને યમનાં દરબારમાં પેહોંચતાં એક કલાક ચાલીસ મીનીટ લાગે છે, જેથી તેટલો વખત લોકો મૃતદેહને અગ્નિ સંસ્કાર કરતા નથી. યમ દેવના બીજા નોકરો ચડં, કાળ, વૈધ્યટ વિગેરે છે. પુણ્ય કરેલા પ્રાણીઓને તે સ્વર્ગમાં મોકલે છે, અને પાપીઓને નરકમાં નાંખે છે; સ્વર્ગમાં પ્રાણીઓ આનંદ પામે છે, અને નરકમાં શિક્ષા પામે છે. યમ દેવે સતી સાવિત્રીના સ્વામી સત્યવાનને સતીનાં પ્રભાવથી જીવિતદાન આપી દીર્ઘાયુ બક્ષી, તેનાં અંધ માબાપને દેખતાં કરી રાજ્ય પાટ વિગેરેનુ સુખ આપ્યુ હતું (વાંચો-સત્યવાન સાવિત્રી ચરિત્ર.)

જમ આદિ વર્યાની ઇચ્છાય—જમ વિગેરેને તને પરણવાની ઇચ્છા છે.

૧૧૦ માનવી દ્વારે—મનુષ્યને બારણે અર્થાત્ તું મનુષ્ય છો તોપણ તારે ઘેર.

૧૧૧. ત્રિભોવનપતિને (સં. त्रिभुवन સ્વર્ગ મૃત્યુ ને પાતાળ ત્રણ લોક+पति સ્વામી ) પ્રભુને. ભજ (સં. भज् ભજવું) પ્રીતિથી સેવ. અલ્પ જીવને ( સં. अल्प जीव) હલકા પ્રાણીને

૧૧૨. અમરાવતી (સં.) અમરાપુરી, ઇંદ્રની રાજધાની. ઇક્ષુ ( સં. ) શેરડી. અમર ઇક્ષુ ને નળ ઘાસ—ઈંદ્ર શેરડી સમાન છે અને નળ તો તૃણ માત્ર છે Indra is pleasure-giving like sugarcane, and Nala is disgusting like grass.

૧૧૩. સુર ( સં. ) દેવ. મર્ત ( સં. मृत्यु ) મૃત્યુ. નિવર્ત (સં. नि + वृत् પાછું વળવું ) અંત; છેડો.

૧૧૪. સુર સંગ........રોગ—તને દેવની સાથે પરણવાથી ભોગ ભોગવવાનાં છે, અને નળને પરણવાથી તો તે અલ્પ આયુષ્ય-વાળો અને રોગોથી ભરેલો છે There you are to enjoy with Indra, whereas in marrying Nala, he is subject to various diseases and short life.

૧૧૫. વ્યાધિ (સં.) રોગ. શત ને આઠ ( સં शत સો+ अष्ट આઠ) એકસો આઠ. મરિ મરિ અવતારનો ઠાઠ-મરી મરીને વારંવાર અવતાર (જન્મ) લેવા પડે છે.

૧૧૬. ઉતાવળું હીંડે—જલદી પુરું થાય છે.

૧૧૭. ઘાત ( સં. ) મૃત્યુનો યોગ. જ્વર ( સં. ) તાવ શીત (સં. ) શરીર ઠંડું પડી જવું તે. સન્નિપાત ( સં. ) વાત, પિત્ત, ને કફનો ત્રિદોષ રોગ Morbid state of three humours of the body; Delirium.

૧૧૮. મળ મૂત્ર ( સં. मल मूत्र ) વિષ્ટા અને મૂત્ર જેવાં ગંદા પદાર્થોથી. ઘરસૂત્ર ( સં. गृहसूत्र ) ઘર સંસાર. ઘેલી તે સાથે ઘર સૂત્ર—અરે ઘેલી તારે તેના સાથે ઘરસંસાર શું ચલાવવો?

Oh silly woman, Why should you have connection of household affairs with such a man?

૧૧૯. કૂપનું (સં. कूप કુવો) કૂવાનું પાણી. અણાવે (સં. आ + नय લાવવું) મંગાવે. કીર (સં.) પોપટ. કો—કોણ. ભણાવે—પાણીને પઢાવે.

૧૨૦. સુખ સમૂહના દાતા (સં. सुख समूह સુખનો ઢગલો; दाता દેનાર) ઘણું સુખ આપનાર. ઓસરે (સં. अप + सृ) પાછા હઠે Spare pains.

૧૨૧. દેવાંગના વૃંદ (સં.) આસરાઓનું ટોળું. નીચ (સં.) ઉતરતું.

૧૨૨. વારુણી (સં.) દારૂ. પી સુધા......તારૂણી—તું ત્રિલોકનાં સ્વામી ઇંદ્રની સ્ત્રી થઈ અમૃતનું પાન કર અને ભોગ વિલાસરૂપી દારૂ પી.

૧૨૩. પીતી—પીવાથી. પરણ ઇંદ્રને જગ જીતી—ઇંદ્રને પરણી જગ જીત અર્થાત્ સંસાર બંધનમાંથી મુક્ત થા.

૧૨૪. છાસઠ સહસ્ર રંભા આદે—રંભા વિગેરે છાસઠ હજાર આસરાઓ. એ સર્વે સમુદ્ર મથન વખતે ચૌદ રત્નો સાથે નીકળેલ છે (જુઓ ૧૨૭).

૧૨૭ રથ ઐરાવતનું (સં. रथ વાહન; ऐरावत સાત સુંઢવાળો ઇંદ્રનો હાથી) ઐરાવત હાથીના રથમાં બેસવાનું. ઐરાવત હાથી સમુદ્ર મથનમાં ચૌદ રત્નો સાથે નીકળેલો છે, અને તે રત્નોની વેહેંચણમાં ઇંદ્રને મળેલ છે. સમુદ્રમાંથી નીકળેલા ચૌદ રત્નો નીચે પ્રમાણે છે:—

लक्ष्मीः कौस्तुभपारिजातकसुरा धन्वंतरिश्चंद्रमाः
गावः कामदुघाः सुरेश्वरगजो रंभादिदेवांगनाः ।

**अश्व: सप्तमुखो विषं हरिधनु: शंखोऽमृतं चांबुधे:**
**रत्नानीह चतुर्दश प्रतिदिनं कुर्वन्तु नो मंगलम् ॥**

**અર્થ**—લક્ષ્મી, કૌસ્તુભમણિ, પારિજાતક ફુલનું વૃક્ષ, સુરા (દારૂ), ધન્વંતરિ વૈદ્ય, ચંદ્રમા, કામધેનુ ગાય, ઇંદ્રનો ઐરાવત હાથી, રંભા વિગેરે અપ્સરાઓ, સાત મુખવાળો સૂર્યનો ઘોડો, વિષ (ઝેર), હરિધનુષ્ય, શંખ અને અમૃત; સમુદ્રનાં એ ચૌદ રત્નો આ લોકમાં આપણું કલ્યાણ કરો.

૧૨૮. **ઘટે રહેવું હું અર્ધાંગે**—ઇંદ્રની અર્ધાંગના અર્થાત્ સ્ત્રી તરીકે રહેવું તને યોગ્ય છે. **અર્ધાંગે** (સં. **अर्धांगना** સ્ત્રી) સ્ત્રી તરીકે.

૧૨૯. **હો બાળી** (સં. **हे बाले**) અરે બાળા. **વાળી** (સં. **वल्** ફરવું) ફરીને.

**૧૩૦. વદન** (સં.) મુખ. **નોટ**—બધા દેવોને આહુતિઓ અગ્નિમાં અપાયછે, તેથી અગ્નિ તેમનું મુખ કહેવાય છે. **કોટિ મદન** (સં.) કરોડ કામદેવ. **અગ્નિરૂપ તે કોટિ મદન**—અગ્નિનું સ્વરૂપ કરોડ કામદેવનાં જેવું કાન્તિમય છે.

**૧૩૨. રઢ**—હઠ, ધ્યાન. **તમતણી**—તારી.

**૧૩૩. બાળ...ટેવ**—બાળ હઠ Childish obstinacy. **માગું**-વરવાનું કહેણુ Word for betrothal.

૧૩૪. **મિથ્યા** (સં.) ફોકટ. **લવ** (સં. **लप्** બોલવું) લવારો Empty talk.

૧૩૫. **કદરૂપ** (સં. **कु** ખરાબ **रूप** રૂપ) રૂપ. વગરનો; બેડોળ. **નિભ્રંછ્યો** (સં. **निर् + भर्त्स्** ધમકાવવું) વખોડયો. **નળ...નળેરે**—નળે પોતાને વખોડયો.

**૧૩૬ પોતે...નિભ્રંછ્યું**—પોતે પોતાની જાતને વખોડી He spoke ill of himself.

## કડવું ૪૪—દમયંતીને માથે આળ

નળ દમયંતીને વનમાં એકલી છોડી જાય છે; પછી તે એકલી નળની શોધમાં જંગલમાં ભટકે છે, ત્યાં તેને અજગર ડસે છે, તેનાથી કોઇ પારધી તેને બચાવે છે. પછી પારધીની કુદૃષ્ટિ તેના પર થતાં તે તેને શાપ આપી બાળી ભસ્મ કરે છે; એવા અનેક સંકટો વેઠી આખરે એક સોદાગરના સંઘમાં તે રહે છે. ત્યાં જંગલી હાથીનું ટોળું આવવાથી સંઘની નાસ ભાગમાં દમયંતી પણ નાસે છે, અને કેટલાક સોદાગરો સાથે ચૈદ્યવસુપુરી નગરમાં આવે છે. ત્યાંના સુબાહુ રાજાની માતા ભાનુમતિ (દમયંતીની માસી) તેને જોતાં તેની ખરી સ્થિતિ પૂછે છે. દમયંતી પોતાની ખરી હકિકત છૂપાવી ગુપ્ત રહે છે, ને પોતાના ક્ષત્રિયપણાની ટેક જાળવી રાજમાતાનાં આગ્રહથી રાજકન્યા ઇંદુમતી સાથે ત્યાં રહે છે. તે અરસામાં એક વખત રાજકન્યા પોતાનો હાર ટોડલે ભરાવી નાહાવા બેસે છે, તે હાર કલિએ ગૂમ કરવાથી તેની ચોરી દમયંતી ઉપર ઇંદુમતિ ચડાવે છે, તથા રાજમાતાને તે હકીકત કહે છે તેનું વર્ણન આંહિ આપેલ છે.

આળ (સં. आ + लग् લાગવું) આરોપ Imputation.

૧૨૭ ઇંદુમતી (સં.) ચૈદ્યવસુપુરીનાં રાજા સુબાહુ, તથા દમયંતીની માસી ભાનુમતીની પુત્રી. નોટ—ચૈદ્યવસુપુરી ચેદિ દેશની રાજધાની હતી. આ દેશ નર્મદાને કિનારે વિંધ્યાચળ અને રૂક્ષ પહાડો વચ્ચે જબલપુર નીચે ભેરાગઢ આગળ આવેલ હતો. કેટલાક તેને મધ્ય હિંદમાં અર્વાચિન બુંદેલખંડ અને કેટલાક વળી ચંદેલ હોવાનું કહે છે. લોકને કાં સંભળાવો—શા માટે ફજેતો કરો છો Why do you disgrace yourself?

૧૨૮. ચોરીયે (સં. चुर् ચોરવું) ચોરીનું તોહમત મૂકીને. અકળાવો (સં. अ નહિ + कल् જાણવું નું પ્રેરકરૂપ Causal) મુંઝાવો.

૧૪૦. તસ્કર......ઝાલે—જો કોઇ બીજું આવી રીતે ચીજ હાથમાં લે તો જરૂર ચોર બની મુસ્કેટાટ બંધાય Anyboby else in your place touching a thing like this would certainly be caught a thief.

૧૪૧. મિથ્થા ( સં. मिथ्या ) જૂઠું. પાખે ( સં. पक्षे બાજુમાં ) વગર.

૧૪૨. એવી ચોરટી......રાખે—દમયંતી કહે છે કે એવી ચોર હું હોઉં તો રાજમાતા મને તારી પાસે કેમ રાખે ?

૧૪૪. અસાધ્વી......પાણિ—દમયંતી કહે છે કે મને ખરાબ શી રીતે જાણી ? શું લેતાં તમે મારો હાથ પકડયો છે ? અસાધ્વી ( સ. ) ખરાબ. ગ્રહ્યો છે ( સં. ग्रह् પકડવું ) પકડયો છે. પાણિ ( સં. ) હાથ.

૧૪૫. ભરતારે ( સં. भर्तृ સ્વામી ) ધણીએ. પરહરિ ( સં. परि + हृ તજવું ) તજી. અમે પરીક્ષા...પરહરી-તને ધણીએ તજી છે ત્યાંજ તારી પરીક્ષા અમે કરી છે We have known you from the fact that you have been abandoned by your husband. નોટ-' અમે ' શબ્દ રાજકુંવરીએ પોતાને માટે તથા પોતાની માને માટે વાપર્યો છે.

૧૪૬. મેહેણું—ગાળ Taunt. પેટભરી ( સં. पेट ટોપલી; भृ ભરવું ) કેદર ભરનારી Dependent. બાઇ હું...... પેટભરી-બેહેન, હું તમારા ઘર ઉપર મારો નિર્વાહ કરનારી છું એટલે ગાળ ( મેહેણું ) સાંભળવાને પણ લાયક છું Sister, I should hear such sarcasms because I earn my bread from you.

૧૪૭. આંખ ભરવી—રોવા બેસવું.

૧૪૮. એવે—એટલામાં. કન્યાય ( સં. कन्या ) બાળાઓ. નોટ—આ જગ્યાએ 'કન્યા' શબ્દ, સ્ત્રી તરીકે સામાન્યરૂપમાં વપરાયો છે. કન્યાની વ્યાખ્યા નીચે મુજબ છેઃ—

अष्टवर्षा भवेद्गौरी नववर्षा च रोहिणी ।
दशमे कन्यका प्रोक्ता अत उर्ध्वं रजस्वला ॥

અર્થ—આઠ વરસસુધી ગૌરી, નવવરસની રોહિણી, અને દશમે વરસે કન્યા કહેવાય છે. તે પછી રજસ્વલા થાય છે.

૧૪૯ આપ આપણું—પોત પોતાનું.

૧૫૦. ફંદુ ( સં. पाश ફાંસો ) આક્ષેપ Intrigue.

૧૫૧. ચતુર શિરોમણી ( સં. चतुर ચાલાક + शिरः માથું + मणि મણિ; ચાલાકના માથાના મણિરૂપ ) સૌથી વધારે ચાલાક Shrewdest. અંતરમાં ( સં. अंतर् અંદર ) મનમાં. વિમાસે ( સં. वि વગર + मनस् મન ) ખિન્ન થઇ Was annoyed.

૧૫૨. અચરજ ( સં. आश्चर्य ) અજાયબી Wonder.

૧૫૩. નારાયણની દાસ—શ્રી વિષ્ણુભગવાનની ભક્ત.

૧૫૪. હાસ ( સં. हास्य ) મશ્કરી.

૧૫૫ સરખે......કૌતુક—વડીએ વડીઆમાં મશ્કરી થાય Funs are played among equals ( સં. कुतुक કૌતુક ).

૧૫૬. રાજકુંવર ( સં. राजकुमार ) રાજપુત્ર, ઇંદુમતીનો સ્વામી. રીસાળ ( સં. रिष् ઇજા કરવી + आल વાળો ) ક્રોધી. જાણે થાશે કલેશ ઘણો—જાણશે તો ઘણો કજીઓ થાશે.

૧૫૭. માળા......કીજે—જો તે માળા આપણા ઘરની હોય તો ફરીને તેનો તપાસ ન કરીએ We may not search for the necklace if it belongs to us.

૧૫૮. શ્વશુર પક્ષની ( સં. श्वशुर पक्ष ) સાસરીઆની Belonging to her fatherinlaw. છે શ્વશુર......દીજે—તે માળા ઇંદુમતીનાં સાસરીઆની છે, જો તેઓ તે માગે તો તેમને શું જવાબ આપશું દેવો? How should we answer to her fatherinlaw when he demands the necklace as it is his property.

૧૫૯. હૃદય ફાટતે (સં. हृदय દીલ; स्फाट् ફાટવું) ચીરાતે દીલે; ખિન્ન દીલે With broken heart. અપવાદ ( સં. ) મિથ્યા આરોપ False accusation.

૧૬૦. હાં હાં...દેવો—હાં હાં માતાજી, તમે ધારોછો કે મેં તમારો હાર લીધો છે; તે મારે દેવો છે એ ખરૂં છે. Yes, mother, No doubt I have to return your necklace that you think I have stolen.

૧૬૧. ન ઘટે...રાખી—હે રાજમાતા, આપે મને ઘેર આપની પાસે રાખી હવે દુઃખ દેવું એ આપને યોગ્ય નથી Oh Royal mother, it does not behove you to harass me after having kept me here.

૧૬૨. ન હોઉં—ન હોઇએ; નથી. છઉં–છીએ. અભિલાખી ( સં. अभिलाष આશા ) આશાવાળા.

૧૬૩. શોહોર ( ફા. शोरीदन् અવાજ કરવો ) ગડ બડાટ Hubbub. ઠાલો-નકામો. ઇંદુમતી...છુટશો–ઇંદુમતી કહે તમે માળા આપી દેશો તો તમારી મેળેજ છૂટી જશો.

૧૬૪ માળા......વ્હાલો—જો તમને આબરૂની ખેવના હોય તો મારી માળા મારા હાથમાં મૂકી દીઓ If you at all care for your name, place my necklace into my hand.

૧૬૫. સેવક સખીઓ (સં. सेवक ચાકર; सखी સહીયર) દાસીઓ તથા સહીયરો.

૧૬૬. મારો.........કીધી—એને મારો, બાંધો, ખેંચીને પછાડો એવી એવી બૂમો મારીને તે સ્રીને (દમયંતીને) સૌએ ખીજવી All made Damayanti angry by bawling out that she should be beaten, tied, dragged and dashed to the ground (સં. मृ મરવું નું પ્રેરકરૂપ મારવું; बंध् બાંધવું; तन् ખેંચવું; प्र + क्षिप् ફેંકવું, પછાડવું; अ વગરની + बल બળ; आकुला આકળી; कृ કરવું).

૧૬૮. સમર્યા (સં. स्मृ યાદ કરવું) યાદ કર્યા; ધ્યાન ધર્યું. શ્રી જુગદીશરે (સં. श्री કલ્યાણકારી; जगत् + ईश જગતનાં પ્રભુ) કલ્યાણકારી જગત્ પ્રભુને. નોટ—'શ્રી' શબ્દનો અર્થ લક્ષ્મી થાય છે; અને તે ઇશ્વર, ગુરૂ, વડીલ વિગેરે પૂજ્ય નામ પહેલા માનાર્થે વપરાય છે, ત્યારે તેનો અર્થ કલ્યાણકારી Gracious થાય છે.

## કડવું ૪૫—દમયંતીની પ્રાર્થના.

રાજમાતાએ ચોરીનું તોહોમત મંજુર રાખવાથી દમયંતી તે આળમાંથી છૂટવા પ્રભુની પ્રાર્થના કરે છે, અને તે હાર લેનારને શાપ દે છે, એટલે સતીનાં શાપથી કલિ નાશી જાય છે, અને ટોડલો ફાટી હાર નીકળે છે, જે જોતાં સૌ ઝંખવાણા પડી જાય છે અને દમયંતીની સારી ગત છે તે અહિં ગાવામાં આવેલ છે.

પ્રાર્થના (સં. प्र + अर्थ માગવું) સ્તુતિ Prayer.

૧૬૯. સંઘાતી (સં. सं સાથે + हन् જવું) સાથી. સમાતી (સં. सं + आप् પુરૂં કરવું) સુખે રહી શકતી Accomodated well.

૧૭૦. કોણ જન્મનાં કરતુ—ક્યા ભવનાં કૃત્યો? ( સં. जन्म ભવ; कृत्य કરતુ ). નરતું ( સં. न વગરતું + रत આનંદ ) ખરાબ.

૧૭૧. રાંકડી ( સં. रंक ) ગરીબડી.

૧૭૨. ગ્રાહથી ( સં. ग्राह ) મગરથી; ઝુડથી From a crocodile. ગજ ( સં. ) ગજેંદ્ર હાથી. નોટ—એક વખત ગજેંદ્ર હાથી પાણીની તરસ લાગવાથી કોઇ મોટી નદીમાં પાણી પીવા ગયો, ત્યાં ઝુડે તેનો પગ પકડી પાણીમાં ઘસડવા માંડ્યો, અને હાથીએ ઝુડને ખેંચવા માંડ્યું. આમ એક બીજાની ખેંચ તાણમાં કોઇએ નમતું મૂક્યું નહિ. છેવટે ગજેંદ્રે પોતાનાં છૂટકારા માટે ઇશ્વર સ્તુતિ કરવાથી શ્રી વિષ્ણુ ભગવાને ગરૂડ ઉપર બેસી તેની મદદે આવી છોડાવ્યો. આ ગજેંદ્રની સ્તુતિને ગજેંદ્ર મોક્ષ કહે છે. તે મહાભારતનાં શાંતિપર્વમાં ભીષ્મ અને યુધિષ્ઠિર વચ્ચેનાં સંવાદમાં લગભગ ૧૫૩ શ્લોકમાં વર્ણવેલ છે. રોષ ( સં. ) ગુસ્સો.

૧૭૩. ધીર (સં.) ખમવાવાળી Proof against. વિપત સમેનાં ( સં. विपत्ति દુઃખ + समय વખત ) દુઃખ વખતનાં. વીર ( સં. ) ભાઇ; મદદ કરનાર.

૧૭૪. અનાથ બંધુ ( સં. ) ગરીબોનાં બેલી.

૧૭૫. હરિ હું હરખે હણાઇ—હે પ્રભુ, હું હરખમાંજ કુલાઇ મરી ગઇ ( સં. हर्ष હરખ: हन् મારવું ). ગણાઇ ( સં. गण् ગણવું નું સપ્રભેદ Passive ગણાવું ) લેખાણી.

૧૭૬. હરિ હું......કોણતણી—હે પ્રભુ, હું કોની પુત્રી છું અને કોની સ્ત્રી છું? અર્થાત્ મારા માતપિતા પણ ક્ષત્રિય કુળનાં છે અને પતિ પણ ક્ષત્રિય કુળનો છે, અને અત્યારે મારી આ દશા છે? Oh Lord, Whose daughter and whose wife I

am ? And still I have to undergo such a calamity. જુઓ—નજર કરો; દયા કરો.

૧૭૭. સેવા ચૂકી ( સં. सेवा ભક્તિ; च्युत् ચૂકવું ) ભક્તિ કરતાં ભૂલી Missed your worship.

૧૭૮. વિપ્ર ( સં. ) વિદ્વાન્ બ્રાહ્મણ.

जन्मना जायते शूद्रः संस्कारैर्द्विज उच्यते।
विद्यया याति विप्रत्वं त्रिभिः श्रोत्रिय उच्यते॥

અર્થ—મનુષ્ય જન્મથી શુદ્ર હોય છે; ઉપવીત સંસ્કાર ( જનોઈ ) થી દ્વિજ કહેવાય છે; વિદ્યા મેળવવાથી વિપ્ર થાય છે; ત્રણેથી વેદને જાણવાવાળો બ્રાહ્મણ કહેવાય છે. તરછોડી ( સં. तिरस् + कृ તિરસ્કાર કરવો ) તજી.

૧૭૯. શિવ ( સં. ) મહાદેવજી. એ કૈલાસના દેવ છે, અને જગતની ત્રણ શક્તિમાંથી લય નામની શક્તિવાળા સંહારકર્તા દેવ ગણાય છે. તે સંન્યાસી, ભોળા અને સહજ ભક્તિથી સંતુષ્ટ થાય છે. તેથી અસુરોએ તેમનું તપ કરી વરદાન મેળવી જગતને ઘણી વખત રંજાડ્યું છે. તે રંજાડ ટાળવા તથા પાપીઓનો સંહાર કરવા શ્રી વિષ્ણુ ભગવાનને અવતાર લેવા પડ્યા છે. મહાદેવજી લિંગરૂપે પૂજાય છે. તેમનું વાહન નંદી ( પોઠીઆ ) નું છે. પાર્વતી તથા ગંગા તેમની સ્ત્રીઓ છે. ગંગાને તથા ચંદ્રને તેમણે જટામાં ધારણ કરેલા છે. ગણપતિ તથા કાર્તિકેય તેમનાં પુત્ર છે. શિવને ત્રણ આંખ છે. તેમાં એક કપાળમાં છે, તે અતિ રોષવાળી અગ્નિથી ભરેલી છે, તેનાંથી તેમણે કામદેવને બાળી નાંખેલ કહેવાય છે. સમુદ્રમથનમાં વિષ નીકળેલું તે તેમણે પી કંઠમાં ધારણ કરેલ હોવાથી નીલકંઠ કહેવાય છે. તેમને ભાંગ, ધતુરો વિગેરે માદક વસ્તુઓ પ્રિય છે. સર્પો તથા રુદ્રાક્ષની માળા તેમનાં આભૂષણ છે; અને વ્યાઘ્રચર્મ વસ્ત્ર છે. બિલ્વપત્ર, ધતુરાનું પુષ્પ તેમને પૂજનમાં ચડે છે. ભૂત, પિશાચ, વિગેરે

ગણો તેમનાં દૂત છે. શિવનાં બીજાં નામ નીચે મુજબ છે:— શંભુ, ઇશ, પશુપતિ, શૂલી, મહેશ્વર, શંકર, ચંદ્રશેખર, ભૂતેષ, ગિરીશ, મૃત્યુંજય, પિનાકી, ધૂર્જટિ, વૃષધ્વજ, ત્રિલોચન, હર, ત્ર્યંબક, ત્રિપુરાંતક, ગંગાધર, રૂદ્ર, ઉમાપતિ, સ્મરહર વિગેરે છે. God Shiva, the Destroyer of the Universe.

૧૮૦. દોહેલે ( સં. दुःख ) મુશ્કેલીથી. ઉદર ( સં. ) પેટ. હરિ મુજને......મરવું—હે પ્રભુ, મારે મરવું યોગ્ય છે.

૧૮૧. હું–મને. ( દ્વિતીયા વિભક્તિમાં કાવ્યોમાં વપરાય છે ). છાંડી–તજી.

૧૮૨. પાતક ( સં. ) પાપ. સાધુને ( સં. साधु ) સત્પુરૂષોને.

૧૮૩. સત્ય ( સં. ) ટેક. ( સં. નળપત્ય नलपति ) નળરાજા.

૧૮૪. કોટિક ( સં. कोटि કરોડ + क એકનું ટુંકું રૂપ ) આશરે એક હજાર. નોટ—' ક ' પ્રત્યય અનિશ્ચિતપણું દર્શાવવા વપરાય છે, અને તેને Indefinite suffix કહે છે.

· અવગુણ ( સં. ) દુર્ગુણ; ખામીઓ. નિપૂણ ( સં. निपुण ) સર્વજ્ઞ All-knowing; Omniscient.

૧૮૫. વિઠ્ઠલા ( સં. विठ्ठल ) વિષ્ણુભગવાન. મુંબઈ ઇલાકામાં દક્ષિણમાં પંઢરપુરમાં વિષ્ણુભગવાન વિઠ્ઠલનાથજીનું મંદિર છે. ત્યાં મુંબઇથી પુના થઇ કુરદુવાડી જંકશનથી બારસી લાઇટ રેલ્વેમાં જવાય છે. વ્હારે ( સં. वृ ઢાંકવું ) મદદે.

૧૮૭. આંખે ભર્યું જળ—રડવા લાગી.

૧૮૯. અંતરજામીએ ( સં. अंतर् અંદર + यम् રોકવું ) અંદર નિગ્રહ કરનારે અર્થાત્ મનની વાત જાણનાર પ્રભુએ The Ruler within the hearts. બુધ ( સં. बुद्धि ) જ્ઞાન;

અક્કલ Understanding. રાતડી કીધી—રાતી કરી; ગુસ્સાથી લાલ કરી ( સં. रक्त લાલ ) Made a wry look.

૧૯૦. માશીને ( સં. मातृ-ष्वसा મારી ) માની બ્હેનને.

૧૯૧. સાક્ષી સૂરજ વિષ્ણુ ને વાય ( સં. स સહિત + अक्षि આંખ, साक्षिन् નજરે જોનાર; सूर्य સૂરજ; विष्णु વિષ્ણુ-ભગવાન; वायु પવન ) સૂરજ, વિષ્ણુ ને વાયુ મારા સાક્ષી છે. વાય ( સં. वायु ) વાયુ. એ પવનનાં દેવ છે. તેનું બીજું નામ મરૂત્ છે. તેને અંજનાથી ઉત્પન્ન થએલ મારૂતી અથવા હનુમાન્ નામનો પુત્ર છે. વાયુ પોતાની પાંખો ઉપર મારૂત્ નામનાં પોતાનાં બીજા ગણોને લઇ ફરે છે અને તોફાન, વરસાદ વિગેરે ફેલાવે છે. વરૂણદેવનાં શ્વાસથી વાયુ ઉત્પન્ન થયેલ કહેવાય છે God of Wind. અન્યાય ( સં. ) પાપકર્મ; ચોરી.

૧૯૨. બાઇ......પડજો—દમયંતી શાપ દે છે કે હે બેન, તમારો હાર લેનારો ફાટી પડે અને હાર મળે Oh Sister, your thief may die a sudden death this moment, you may get back your necklace

૧૯૩. કળિજુગ (સં. कलियुग Iron age) બ્રહ્માના દિવસનો હાલ ચલતો ચોથો પહોર. યુગ ચાર છે; ૧ કૃતયુગ અથવા સત્યયુગ-મનુષ્યોના ૧૭૨૮૦૦૦ સૌર વર્ષનો થાય છે; ૨ ત્રેતાયુગ તે ૧૨૯૬૦૦૦ વર્ષનો છે; ૩ દ્વાપરયુગ એ ૮૬૪૦૦૦ વર્ષનો છે; અને ૪ કલિયુગ એ ૪૩૨૦૦૦ વર્ષનો છે, જે હાલ ચાલે છે. આ ચાર યુગ એકંદર ૪૩૨૦૦૦૦ સૌર વર્ષના થાય છે, અને તે બ્રહ્માનો એક દિવસ છે, જેને મહાયુગ કહે છે. પછી બ્રહ્માની રાત્રિ પડતાં વિશ્વનો પ્રલય થઇ બ્રહ્મનાં પ્રાણિઓ ( અણુઓ ) બ્રહ્મમાં સમાય છે. કૃષ્ણ સ્વધામ પધાર્યા પછી પૃથ્વીપર કલિયુગથી અનાચાર ફેલાયા. એટલે યુધિષ્ઠિરે પોતાનું રાજ્ય પોતાના પૌત્રને (પરીક્ષિતને) સોંપી સ્વર્ગારોહણ કર્યું. એક

વખત આ અનાચારરૂપી કલિએ મનુષ્યરૂપ ધારી ગાય તથા બળદના જોડકાને પીડવા માંડયા, જે યુધિષ્ઠિરના પૌત્ર પરીક્ષિત રાજાની નજરે પડતાં તેણે કલિને પકડયો અને શિક્ષા કરવા માંડી; અને કલિએ રાજાનું રૂપ ધારણ કરી ગાયને પીડવાનું શુદ્રપણું કરવાનું કારણ પૂછ્યું. તેમજ પૃથ્વી તથા ધર્મ જેને કલિ પીડતો હતો તે ગાય ને બળદરૂપ હતા તેમને ત્રણ પગ કાપી કોણે પીડયા કારણ પૂછ્યું. એટલે ધર્મે પોતાનાં તપ, પવિત્રતા તથા દયારૂપી ત્રણ પગ ગર્વ, આસક્તિ અને મદથી કપાઇ ગયેલા જણાવ્યા. માત્ર સત્યરૂપી રહેલ એક પગ પણ કલિયુગ કાપી નાંખતો હતો. આથી રાજાને દયા આવવાથી તેણે કલિને મારવા તરવાર ઉગામી. કલિ પરીક્ષિત રાજાને પગે પડયો અને માફી માગી. પરીક્ષિતે તેને પોતાના રાજ્યમાં રહેવા મના કરી; એટલે કલિએ પોતાને રહેવા સ્થાન માગ્યું. આ ઉપરથી પરીક્ષિતે તેને જુગટું, મદિરાપાન, સ્ત્રીસંગ, પ્રાણિહિંસા, અસત્ય, મદ, કામ, વેર તથા સોનું વિગેરે જ્યાં હોય ત્યાં રહેવા કહ્યું. પછી બળદના ત્રણ પગ રાજાએ સાજા કર્યા અર્થાત્ ધર્મ પ્રવર્તાવી સારી રીતે રાજ્ય કર્યું. આ કલિને નારદે દમયંતીને પરણવા મોકલ્યો હતો; પણ નળ દમયંતી પરણીને જતાં તેને સામાં મળવાથી તે નિરાશ થયો, જેથી તેણે નળ દમયંતીને દુઃખ દેવા પણ લીધું હતું. એક વખતે નળે સંધ્યાકાળે પગ ધોતી વખતે પગની પાની કોરી રાખી પગ ધોયાથી તેનું ધર્માચરણ સ્ખાલત થવાથી અધર્મરૂપી કલિએ તેનામાં પ્રવેશ કર્યો; અને તે દિવસથી તેની બુદ્ધિ બગડવાથી રાજ્યપાટ તરફ ધ્યાન નહિ દેતાં જુગાર વિગેરે તરફ લક્ષ દોરાયું; તેમાં રાજ્યપાટ વિગેરે હારી નળ- રાજા દુઃખ પામ્યો, તથા દમયંતીને પણ દુઃખ સહન કરવું પડયું. અત્યાર સુધી કલિયુગનાં ૫૦૨૪ વરસો વીત્યા છે. તડાક—તડાક અવાજ કરતો. **તોડલો** ( સં. तुड् કાટવું ) દિવાલમાંની લાકડાની બારસાખની મોટી ખુંટી A wooden peg of the coor-frame in the wall.

૧૯૪. માંહે થકો......હાર —અંદરથી હાર નીકળી પડ્યો The necklace came out from within. ત્રુઠયા ( સં. तुष् સંતુષ્ટ થવું ) પ્રસન્ન થયા Favoured. વિશ્વાધાર ( સં. विश्व જગત + आधार ટેકો ) પ્રભુ.

૧૯૫ અંતરિક્ષથી ( સં. अंतरिक्ष ) આકાશમાંથી. અકસ્માત ( સં. अ નહિ + कस्मात् કંઇ કારણમાંથી ) અચાનક.

૧૯૬. એક એકપેં—એક એકથી. અદકાં ( સં अधिक મોટું ) કીમતી. ટગટગ-નિહાળીને Staring.

૧૯૮. સાધ ( સં. साध्वी ) સતી. અપરાધ (સં.) ગુન્હો.

૧૯૯. ઓશીયાળી ( સં. अ નહિ + वश શક્તિ ) આભારી Grateful. મુખડું ( સં. मुख ) મોઢું. નોટ-ઈંદુમતીની લઘુતા બતાવવા મુખડું વાપર્યું છે. વાળી ( સં. वल् ફરવું નું પ્રેરકરૂપ વાળવું ) ફેરવી.

૨૦૧. બૃહદશ્વ ( સં. ) દ્વૈતવનમાં પાંડવો પાસે આવેલા મુનિ. તેને બૃહદશ્વ પણ કહે છે. તેમણે યુધિષ્ઠિરને અનેક ઇતિહાસ કહી સંભળાવ્યા હતા. તેમાં નળાખ્યાન પણ સંભળાવેલું હતું, જેનું વર્ણન મહાભારતમાં આપેલ છે. તેણે અક્ષવિદ્યા ( દ્યુતમાં પાસા નાંખવાની વિદ્યા ) તથા અશ્વહૃદય વિદ્યા ( ઘોડાની પરીક્ષા) પણ શીખવી હતી. બંન્ને વિદ્યાનો ઉપયોગ ફરીથી દ્યુત રમવામાં તથા યુદ્ધમાં વિજય મેળવવાનો હતો. જેથી પાંડવો વિજયી થયા હતા. ધર્મને ( સં. धर्म ) યુધિષ્ઠિર રાજાને. પાંચ પાંડવોમાંથી સૌથી મોટાભાઇ. એ ધર્મરાજા ( યમ ) થી ઉત્પન્ન થયેલ કુંતીના પુત્ર હતા. પોતાના પિત્રાઈ ભાઇઓ ( કુરૂના પુત્રો ) કૌરવો સાથે દ્યુત રમવામાં હારી જવાથી, અર્જુન, ભીમ, નકુળ અને સહદેવ એ ચાર ભાઈ તથા સ્ત્રી દ્રાપદી સાથે બાર વરસ તેણે વનવાસ ભોગવ્યો હતો. તેરમે વરસે તે વિરાટ દેશના રાજાને ત્યાં કંક નામના બ્રાહ્મણ તરીકે રાજાને

દ્યુત વિદ્યા શીખવવા છૂપે વેશે રહ્યા હતા. પછી કૃષ્ણ વિગેરેની સહાયથી કુરૂક્ષેત્રમાં કૌરવોને યુદ્ધમાં હરાવી રાજ્ય વૈભવ તેણે પાછો મેળવ્યો હતો. તેણે ત્રણ અશ્વમેધ યજ્ઞ કર્યા હતા. શ્રી કૃષ્ણ સ્વધામ પધાર્યાની ખબર સાંભળતાં પોતે પણ પોતાનાં પૌત્ર પરીક્ષિતને હસ્તિનાપુરનું પોતાનું રાજ્ય સોંપી સ્વર્ગે પધાર્યા. તે ગાદીએ બેઠા ત્યારથી તેનો શક ચાલતો હતો, જે હાલ ચાલતો વિક્રમ સંવત્ ચાલવાથી બંધ પડયો. તે સત્યવાદી, સ્નેહી, ધર્મનિષ્ઠ, રાજનીતિજ્ઞ, અને શસ્ત્રવિદ્યામાં કુશળ હતા. હાલમાં શાલિવાહનનો શક પણ ચાલે છે.

## કડવા ૫૧ માંથી—સુદેવની ટેહેલ.

નળ દમયંતીનાં વનમાં નીકળ્યા પછી દમયંતીનોપિતા બંનેની શોધ કરાવે છે. શોધ કરતો સુદેવ બ્રાહ્મણ ચેધત્રસુપુરીમાં દમયંતી પોતાની માસીને ત્યાં રહેલી છે ત્યાં આવી લાગે છે. આંહિંથી સુદેવ દમયંતીને તેના પિતા પાસે લઇ જાય છે. દમયંતી નળ માટે શોધ કરવા બ્રાહ્મણો મોકલે છે, તેમાંથી પર્ણાદ નામનો બ્રાહ્મણ, અયોધ્યા નગરીમાં ઋતુપર્ણ રાજાને ત્યાં બાહુક નામનો સારથી દમયંતીની કથા સાંભળી શોક કરવા લાગ્યાનાં ખબર દમયંતીને આપે છે, એટલે દમયંતી ત્યાં સુદેવ નામના બ્રાહ્મણને ટેહેલ નાંખી નળને ઓળખી કાઢવા મોકલે છે. તે મુજબ સુદેવ અયોધ્યા જઇ ઋતુપર્ણ રાજા પાસે ટેહેલ નાખે છે; પણ ત્યાં કાંઇ પ્રત્યુત્તર ન મળવાથી અશ્વશાળામાં જઇ ટેહેલ નાંખે છે. ત્યાં તે ટેહેલનો પ્રત્યુત્તર નળ રાજા જે બાહુક નામથી ગુપ્ત રહેલ છે તે વાળે છે તે પ્રસંગ અહિં વર્ણવેલ છે.

સુદેવ (સં.) નળ રાજાનાં રાજ્ય મંદિરમાં રહેતો કુળ ગુરૂ; ગોર Family priest. ટેહેલ–તપાસ માટેનો સંદેશો Words of errands, or request.

૨૦૧. તેડી—બોલાવી. સ્તુતિ કીધી (સં. સ્તુ વખાણવું) આજીજી કરી Requested.

૨૦૨. તમ ટાળીરે ( સં. त्यज् ટાળવું ) તમારા વગર.

૨૦૩. જન્મનાં—બાળપણથી. હેતસ્વી ( સં. हित ભલું + इष् ઇચ્છવું ) ભલું ચાહનાર Well wisher. કારજ ( સં. कार्य ) કામ. મનથી (સં. मनस् દીલ) ખરા દીલથી.

૨૦૪ ન ઘટે કહ્યાની વાટ જોવી—નળને શોધવા જવામાં મારા કેહેણની તમારે રાહ જોવી એ યોગ્ય નથી It does not befit you to wait for my request.

૨૦૫ નાનાવિધ ( સં. ) તરેહ તરેહનાં

૨૦૬ દમયંતીએ...હીંડે—દમયંતીનાં શીખવવા મુજબ ચાલી નીકળ્યો Started with words as instructed by Damayanti. કરતોરે–કહેતો.

૨૦૭ રથે બેઠો...મુનિવર—તે ઉત્તમ બ્રાહ્મણ રથમાં બેસી ફરે છે. મુનિવર ( સં. ) ઋષિઓમાં અર્થાત્ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ. સેવક ( સં. ) ચાકર.

૨૦૮ કળા પાડી ( સં. कला કળા ) યુક્તિ કરી. ટેહેલીયાનો—માગણનો Runner on errands; mendicant.

૨૦૯ અટણ ( સં. अट् ભમવું ) ભ્રમણ. અયોધ્યા ( સં. ) સંયુક્ત પ્રાંતમાં ઔંધ પરગણામાં આવેલું અયોધ્યા ઉર્ફે ઔંધ શહેર. પ્રાચીન શહેર નાશ પામેલું છે. આ શહેર સૂર્યવંશી રાજાઓની રાજ્યધાની હતી. તે સરયૂ નદીને કાંઠે આવેલ હતું.

૨૧૦ ઋતુપર્ણ રાયરે ( સં. ऋतुपर्ण ) ઇક્ષ્વાકુનો વંશજ અયુતાયુ રાજાનો પુત્ર, અયોધ્યાનો રાજા. તેણે બાહુક નામે નળ રાજાને પોતાનાં દરબારમાં અશ્વશાળામાં નોકર રાખ્યો હતો. નળરાજા અશ્વવિદ્યામાં પ્રવિણ હતા અને ઋતુપર્ણ દ્યુતવિદ્યામાં કુશળ હતો. તે બંને વિદ્યાઓ તેમણે એક બીજાને અરસ પરસ શીખવી હતી.

૨૧૧ અલભ્ય (સં.) ન મળી શકે એવી Unobtainable. પ્રાપ્તિ. (સં.) લાભ. પરિત્યાજ (સં. प्रति + त्यज् છોડવું) ત્યાગ.

૨૧૨ ધર્મધોરિંધર (સં. धर्म ધર્મ; धुर् ભાર; धृ ધારણ કરવું) ધર્મમાં અગ્રેસર Chief among the righteous.

૨૧૩. રંકે (સં. रंक) ગરીબથી. જતન (સં. यत्न કોશિષ) રક્ષણ. જાત નીચડી નેટરે-ખરેખરી જાત (હલકાઇ) બતાવી Showed his real worth.

૨૧૪ વિલપે છે (સં. वि + लप्) કલ્પાંત કરે છે. વોહોરતીઆ (સં. वि + अव + हृ લઇ જવું) ખરીદનાર અર્થાત્ નળ. કાં ભરે પરઘેર પેટ રે-વોહોરતીઓ શા માટે પારકે ઘેર રહી પેટ ભરે છે.

૨૧૫ લજાવ્યું (સં. लज्ज् શરમવું) કલંકિત કર્યું Disgraced. કરમી (સં. कर्मिन् કર્મવાળો) ભાગ્યશાળી.

૨૧૬. જ્ઞાની પુરૂષ-સમજુ માણસ.

૨૧૭. વિસ્મે થઈ (સં. वि + स्मि આશ્ચર્ય પામવું) આશ્ચર્ય પામી. મર્માળીરે (સં. मर्मन् ભેદ) ભેદ વાળી Mysterious

૨૧૮. ગેહેલીયો—ઘેલીઓ; ગાંડો. કોઇ ઉત્તર નાપે.વાળીરે—પાછો કોઇ જવાબ આપે નહિ.

૨૧૯. હય શાળા મધ્યે (સં. हय ઘોડો + शाला ગૃહ) ઘોડારમાં Into the stables. તેણે ઠાર રે-તે ઠેકાણે.

૨૨૦. મહિલાનાં (સં. महिला સ્ત્રી) દમયંતીનાં. બાહુક (સં.) બિહામણો પુરૂષ અર્થાત્ નળ. નોટ-નળ રાજાને છૂપું રહેવાનું હોવાથી કરકોટક નાગનાં દંશવાથી તેનું શ્યામ વર્ણ થઇ જતાં તેણે બાહુક નામ ધારણ કરેલ હતું.

૨૨૧. કદ્રજ (સં. कर्द्द કાદવ) કાળી. કામળ હોડી (સં. कंबल કાંમળી; उदूढ પેહેરેલ) કામળી ઓઢીને. ખરેરો રે (સં. क्षर् ટપકવું) ઘોડાને સાફ કરવાની વસ્તુ A curry-comb.

૨૨૨. પ્રગટ ખારે ખંખારીને (સં. प्र + कट् જાહેર કરવું; क्षार ખાર;) જાહેર દ્વેષથી ખોંખારીને Hawking with open hostility. તીખો ને તરેરો રે (સં. तिक्ष्ण કડક; तिमिर અંધાઈ) કડક અને ગુસ્સાવાળો Terrible and angry-looking.

૨૨૩. કારમો (સં. कृत्रिम બનાવટી) વિચિત્ર. કપોળ ચડાવે—ભવાં ચઢાવે Made awry face. ટુંકડાં કર નચાવે રે—ટુંકા હાથ ઝુલાવે.

૨૨૪. નાસિકાએ......તાણે ને—નાકથી સુસવાટા બોલાવે અને. નયણાં મચમચાવે રે—આંખો ચકરવકર ફેરવે.

૨૨૬. વસ્તુને વિપત......સેવા રે—વોહોરેલી ચીજ (દમયંતી) દુઃખી છે તો તેને પરણનાર (લઈ જનાર) પારકે ઘેર ચાકરી કરે છે અર્થાત્ તે પણ તેવોજ દુઃખી છે.

૨૨૭. વોહોર્યું......નીવડ્યું રે—ખરૂં રત્ન જાણીને તે લીધું પણ છેવટ કાચ નીવડ્યું It was accepted as a true jewel, but it turned out to be a false one.

૨૨૮. તત્વરહિત......પડ્યું રે—સાર વગરનું જણાયું તેથી તેને છોડી દીધું, કાંઈ સ્વતઃ ખોવાયું નથી It was abandoned being found worthless, I have not lost it (સં. तत्त्व સાર + रहित વગરનું).

૨૩૦. પિયુ કરતાં (સં. प्रिय વહાલો) સ્વામીથી.

૨૩૧. નિજ ધર્મે રે—પોતાનાં ધર્મ પ્રમાણે Righteously.

૨૩૩. ગૂઢ ( સં. ) ભેદવાળા. ઘોડારમાં—અશ્વશાળામાં.

૨૩૪. સાંસામાં પડયા ( સં. संशय વ્હેમ ) સંદેહમાં પડયા Was placed in doubt. પ્રાણ......પેંઠા રે—જીવ વિચારમાં પડી ગયો. He was deeply absorbed in thinking.

૨૩૫. બોલી—વચન. હારદ (સં. हार्द) મતલબ Intention. અનાહૂતરે ( સં. अन નહિ + आहूत બોલાવેલું ) વગર માગ્યે Univited.

૨૩૬. નળભૂપ.........ભૂતરે—એને હું નળરાજા કેમ માનું, રખે કોઇ બીજો ભૂત સ્વરૂપ હોય How can I take him for Nala; he might be some devil incarnate.

૨૩૭. જઠર ભરણ ( સં. ) પેટ ભરનાર. રીસનું જાળું ( સં. रिष દ્વેષ કરવી; जाल જાળ ) ક્રોધનું ઘર Fiery-tempered. ફરી ન જાય બોલાવ્યો રે—ફરીને બોલાવાય એવો નથી.

૨૩૮. પડોશીને પૂછી કઢાવ્યું—બાજુના માણસને પૂછી બાતમી મેળવી.

૨૪૦. પવિત્ર નૈવેદ્યને પાળે—પોતે પવિત્ર છે અને દેવ-ભોગ વિગેરે ધર્માચરણો પાળે છે He himself is holy, and observes godly offerings ( સં. नैवेद्य દેવ ભોગ ). વિ-જોગનું દુઃખ આણેરે—અને વિયોગનું દુઃખ સહ્યા કરે છે.

## કડવું ૫૪—દમયંતીની તાલાવેલી.

સુદેવે દમયંતીને બાહુકનો ઉત્તર કહેતાં, દમયંતીને તે નળ હોવાની ખાત્રી થવાથી ફરી પરણવાને બહાને સ્વયંવરનો મિષ કરી ઋતુપર્ણ રાજા તથા બાહુકને આમંત્રણ આપવા સુદેવને મોકલે છે. એટલે ઋતુપર્ણ તથા તેની સાથે બાહુક વેશે નળરાજા આવવાથી પતિને મળવામાં દમયંતી હર્ષઘેલી થાય છે તે વર્ણવે છે.

**તાલાવેલી** ( સં. **ताल** તાલ + **आविल** મુંઝાએલ) અધીરાઇ Eagerness.

**૨૪૪. વાયદો** (અરબી **वअद:**) ઠરાવેલ વખત Stipulated time. **માધવી** ( સં. ) દમયંતીની દાસીનું નામ છે.

૨૪૭. **અવધ** ( સં. **अवधि** હદ ) વખત. **અવધ...... સાધવી**—હે સાધવી, સાંભળ વનવાસ ભોગવ્યાને ( ત્રણ વરસ જેટલી ) મુદત થઇ છે.

**૨૪૮. સંવત્સર** ( સં. ) વરસ.

૨૪૯. **અવિનય** ( સં. ) દુરાચરણ. **વસ્યા** ( સં. **वस्** રહેવું ) થયા.

**૨૫૧ બાટુઆં** ( સં. **बटुक** ) નાના ( જુઓ–લીટી ૨૯૫ બાટુઆં ).

૨૫૩. હું **મોઇ......સાધવી**—હે સાધવી, સાંભળ મારા મુઆ જીવતાની ખબર પણ કાઢી નહિ Oh, good woman, Listen he did not enquire whether I was dead or alive.

૨૫૫ વાયસ ( સં. ) કાગડો. નોટ–કાગડાનું ઘર આગળ બોલવું મેહેમાનનું આગમન સૂચવનાર ગણાય છે.

૨૫૬. હરખ તરંગ ( સં. **हर्ष तरंग** ) આનંદના વિચાર.

**૨૫૭. ફરકે** ( સં. **स्फुर्** ) ફરકે છે Throbs **નોટ—સ્ત્રીને** માટે ડાબી આંખ ફરકવી શુભચિન્હ ગણાય છે તથા પુરૂષને માટે જમણી આંખ ફરકવી શુભસૂચક છે.

**૨૫૯. મનનો માન્યો**—ખરા દીલથી પસંદ કરેલ.

**૨૬૦. શુકન કેરાં**—શુકનનાં ( સં. **शकुन** ).

૨૬૧. શ્રવણે ( સં. **श्रवण** ) કાને. વધામણી ( સં. **वर्धापिनम्** અભિનંદન આપવું ) સારા ખબર.

૨૬૩. વધ......સાધવી—હે સાધવી, સાંભળ હવે વિયોગરૂપી દુશ્મનનો નાશ થશે અર્થાત્ હવે હું નળરાજાને મળીશ ( સં. **वध** નાશ; **वियोग** વિજોગ ).

૨૬૪. સંજોગ ( સં. **संयोग** ) મેળાપ Meeting.

૨૬૫. વીરસેન સુત ( સં. ) વીરસેન રાજાનાં પુત્ર, નળ.

૨૬૬. રોગ ( સં. ) દુઃખ Calamity.

૨૬૮. વસ્ત ( સં. **वस्तु** ) ચીજ.

૨૬૯. અર્પીશ (સં. अर्पू આપવું) આપીશ. હૃદયાતણો ( સં. **हृदय** ) છાતી ઉપરનો.

૨૭૦. પ્રણમીશ ( સં. **प्र + नम्** નમવું ) પગે લાગીશ.

૨૭૪. ધ્વજ ( સં. ) ધજા Flag.

૨૭૫. પડઘી ( સં. **प्रतिघात** ) પડઘો; અવાજ Resonance.

૨૭૬. એ હાંકણીમાં છે વિચાર—આ હાંકણીમાં ( ઘોડાનાં હાંકવામાં ) ખ્યાલ કરવાનો છે કે કોણ હાંકનાર છે This driving is to be thought over as to who the driver is.

૨૭૭. પરોણો ( સં. **प्रहार** માર + **अणि** ખીલી ) અણીવાળી લાકડી A goad.

૨૭૮. નળ મુખનો ટચકાર—નળના મોંનો ટચકારો.

૨૭૯ ગોવાંદરે ( સં. **गो** ગાય+ **वृंद** ટોળું ) ગોંદરે; પાદરમાં Near the ground where the cattle of the city gather.

૨૮૨. હાંકણહાર—હાંકનાર. કરૂપ ( સં. **कु** ખરાબ + **रूप** દેખાવ ) ખરાબ દેખાવનો.

૨૮૩. ખેડણ (સં. क्षेत्र ખેતર) ખેડનાર; હાંકનાર.

૨૮૪ દુઃખીયો થાયરે-મનમાં ખિન્ન થયો Was distressed.

## કડવું ૫૮—નળની પરીક્ષા.

ઋતુપર્ણ શહેરમાં સ્વયંવર માટે કાંઇ ધામ ધૂમ નહિ જોવાથી વિમાસણમાં પડે છે. ભીમક રાજા તેને ઉતારો વિગેરે આપી આગમ નનું તથા સાથે કદ્રુપો સારથી (બાહુક) કોણ હોવાનું કારણ પૂછે છે. આથી અયોધ્યા નરેશ બાહુકની વિદ્યાનાં વખાણ કરી ઓળખાણ પાડે છે; અને પોતે શિકારે જતાં જંગલમાં દૂર નીકળવાથી આંહિ આવી ચડવાનું જણાવે છે. બાહુકને રસોઇ કરવા એકાંત સ્થળ આપે છે. ત્યાં દમયંતી તેની બારીકાઇથી તપાસ કરે છે, અને મળવા અધીરી બની દાસીને પોતાનાં બાળકો આપી બાહુકની પરીક્ષા કરવા મોકલે છે; તે બાળકોને દેખી નળનું હૈયું ભરાઇ આવે છે તથા તેને દમયંતીને મળવા લઇ જાય છે તે આહિ ગાય છે.

૨૮૫. બાકુંઆં (સં. बटुक) નાનાં. [જુઓ-૨૫૧]. ઉલટયું (સં. उद्+लुट् લોટવું) આતુર થઇ રહ્યું Was eager.

૨૮૬. દામણાં (સં. दयामय) દયામણાં Pitiable. મર્ણ (સં. मृ મરવું) મોત; મરણ.

૨૮૭. કલ્પાંતજ (સં. कल्प બ્રહ્માનો દિવસ + अंत છેડો દુઃખ Affliction નોટ-જ નિશ્ચય કારક પ્રત્યય છે. વરત્યાં (સં. वृत् થવું) રહ્યાં. મોસાળ (સં. मातृ મા + शाला ઘર) માના પિતાને ઘેર Maternal grandfather's house.

૨૮૮. કોણ કૃત્ય મેં આચર્યા—શું કર્મ મેં કર્યું How I acted (સં. कृत्य કામ; आ + चर् આચરવું) અંતરિયાળ (સં. अंतराल બે ચીજ વચ્ચેની ખાલી જગ્યા) નિરાધાર.

૨૮૯. **સંજોગ સાગર...સમાન**—હવે મેળાપ રૂપી સાગર ભરાવાથી આંખોમાં શ્રાવણ માસનાં વરસાદની પેઠે ઝળઝળીઆં ભરાઇ આવ્યાં (સં. **संयोगसागर** મેળાપ રૂપી સમુદ્ર; **नयन** નયણાં; **श्रावण समान** શ્રાવણ માસની પેઠે ).

૨૯૦. **આલિંગન** ( સં. ) ભેટો Embrace. **કારણે** ( સં. **कारण** ) માટે. **સાન** ( અરબી. **सहन** ) નિશાની Sign.

૨૯૧. **મીઠડાં** (સં. **मिष्ट** મીઠું) મીઠું બોલનાર Speaking sweetly; **નોટ**—વ્હાલપણું દર્શાવવા એ શબ્દ વાપર્યો છે. **ધીશ** ( સં. **धी** અક્કલ + **ईश** સ્વામી ) રાજાએ; બાહુક.

૨૯૨. **છળ્યાં** ( સં. **छल** કપટ ) ચોંક્યાં Were startled. **બીહીનાં** ( સં. **भी** બીવું ) બીધાં Got afraid.

૨૯૩. **ચાંપ્યા** ( સં. **चंप्** ફરવું ) દાબ્યા. **તિરસ્કાર** ( સં. **तिरस्** + **कृ** ધીકારવું ) ધિક્કાર Contempt.

૨૯૫. **સાંઈ** ( સં. **क्षेम** કુશળ ) ભેટો. **સ્નેહ** ( સં. ) પ્રેમ.

૨૯૬. **ભાઈડા**—ભાઇ. **નોટ**—બાહુકનું હલકાપણું બતાવવા આ શબ્દ વપરાયો છે.

૨૯૭. **છત્રપતિનાં** ( સં. **छत्र** રાજ્ય છત્ર + **पति** સ્વામી ) રાજાનાં.

૨૯૮. **ગળગળો** ( સં. **गल्** ગળવુંનું દ્વિગુણીરૂપ ગળગળવું ) રડવા જેવો About to weep **લોચન** (સં. **लोच्** જોવું) આંખ. **રોતાં ફુટશે લોચન**—આંધળો થઇશ Will lose eyesight.

૩૦૦. **કોડ** ( સં. **कौतुक** આશ્ચર્ય ) મન; ઇચ્છા Desire.

૩૦૧. **બોલ્યા**—બોલેલી Spoken.

૩૦૨. **કાળો** ( સં. **काल** કાળું ) કાળો પુરૂષ, બાહુક. **કરે આંસુપાત**—રડે છે ( સં. **अश्रु** આંસુ; **पत्** પડવું ).

૩૦૩. ભ્રાંત ( સં. भ्रान्ति ) વ્હેમ.

૩૦૬. સુખે ( સં. सुख સુખ ) ખુશીથી By all means. બાહુકીયાને—બાહુકને. નોટ—હલકાપણું બતાવે છે.

૩૦૭. અંતઃપુરમાં (સં. अंत.पुर) રાણીવાસમાં In the Harem. મેડી—ઓરડો Room.

૩૦૯. શીઘ્ર ( સં. ) જલ્દી. સાહેલડી—સખી. અંતરમાંહી ઉલ્લાસ ( સં. अंतर् અંદર; उद् + लस् ઉંચે કૂદવું ) મનમાં આનંદથી.

૩૧૦. બાહુકજી—જી પ્રત્યય બાહુકને દમયંતીએ બોલાવવાથી માનાર્થે વાપર્યો છે.

૩૧૨. વરવા...વહાલે—દમયંતીને પરણવા માટે વાત કરવાનો શું ઉમંગ લાવવો How should I be delighted to talk to Damayanti for marrying her ?

૩૧૩. સોમવદની ( સં. सोम ચંદ્ર + वदन મુખ ) ચંદ્ર સમાન મુખવાળી. સારંગનયનિ ( સં. सारंग હરણ + नयन આંખ ) હરણનાં નેત્ર સમાન આંખોવાળી. સુજાણ ( સં. सुज्ञान ) બુદ્ધિશાળી Intelligent.

૩૧૪ બ્રહ્મચર્ય ( સં. ब्रह्मन् બ્રહ્મ તેજ + चर् પાળવું ) બ્રહ્મરૂપી તેજ ( વીર્ય ) નું રક્ષણ કરવું તે Celibacy. મોહનાં બાણ (સં. मोह પ્રેમ; बाण તીર) પ્રેમનો પાશ Atraction of charms વાત કરતાં......બાણ-તેની સાથે વાત કરતાં મારૂં બ્રહ્મચર્ય જાય, અને પ્રેમમાં ફસાવું પડે By talking with her I may lose my celibacy, and may be attracted by her charms.

૩૩૬. સદ્ય (સં.) એકદમ. પાડે (સં. पत् પડવું નું પ્રેરક રૂપ પાડવું) બગાડે Ruin.

૩૩૭ હાસ્ય આવ્યું (સં. हस्) હસવું આવ્યું. દૈવના કૌતક જોય—દૈવી આશ્ચર્યકારક વાત સાંભળીને (સં. दैव દૈવ; कौतुक કૌતક).

૩૧૮. વિશ્વમોહિનિ (સં. विश्व જગત + मुह् મોહ પમાડવું) જગતને મોહ પમાડનારી World-fascinating. વિશ્વમોહિનિ.........મોહી—જગતને મોહમાં નાખનારી દમયંતી આ બાઇને જોઈને કેમ પ્રેમમાં નહિ પડે How would Damayanti, who could attract the universe by her charms, not fall in love with this fellow ?

૩૧૯. બોર ન ખાય.........વાન—કોઇ એનાં હાથનાં આપેલા બોર જેવાં ફળ પણ ન ખાય, અને શરીરનો રંગ ખરાબ છે (સં. विपरित ખરાબ; वपु શરીર; वर्ण વાન)

૩૨૦. એવાં ઉપર કર્મ લડયાં (સં. कर्मन् કર્મ; लड् રમવું) એવાનાં નસીબ ફર્યા (લાડ પાગ્યાં) Fate favoured such a man.

૩૨૧. બળાત્કારે (સં. बलात्कार) પરાણે Forcingly. બાંહેધર (સં. बाहु હાથ: धृ પકડવું) જામીન Security.

૩૨૨. નીચી નાડે (સં. नीच નીચું; नाडि નાડી) નીચું જોઇને. ગૃહીણીનું ઘર (સં. गृहिणी સ્ત્રી; गृह ઘર) દમયંતીનો ઓરડો.

૩૨૩. કિંકરિને (સં. किम् કંઇ + कृ કરવું) દાસીને. ઘાત (સં.) ફટકો Blow.

૩૨૪. વિકારે ભરી (સં. वि + कृ ઉલટું કરવું; भृ ભરવું) વિષયથી ભરેલી Full of passion.

૩૨૬. અગ્નિ કર્મ (સં.) અગ્નિદેવનુ પૂજન વિગેરે કર્મ. નોટ—નળ વગર અગ્નિએ કાષ્ટ સળગાવી રસોઇ કરી શકતો તથા ઉભરાતું અન્ન કડછી વગર હાથથી હલાવી શકતો. તેના હાથે વરૂણ મંત્રથી ખાલી વાસણ પાણીથી ભરાતાં, અને સુકું ઝાડ નવે પાંદડે થઇ જતું.

૩૨૭. આશરો (સં. आश्रय વિશ્રામ) છૂટકો Alternative. ગયા તણો–જવા સિવાય. ભીડાવ્યાં કપાટ (સં. भिद् ભાંગવું; कपाट બારણું) બારણાં બંધ કરાવ્યાં.

૩૨૮. દેખાડી આંખડી—ધમકી આપી.

૩૨૯. બારણે—બહાર. બાજઠ–પાટ Bench.

૩૩૦. ઉમરાપર (સં. उदुंबर ઉમરો) ઉંબર ઉપર On the threshold.

૩૩૧. મોડે—મરડે. વિષયીનાં (સં. विषयिन् કામી) કામાતુરનાં Of a passionate person. નોટ–ઓને દેખી ખોંખારવું, આળસ મરડવી, બગાસા ખાવાં વિગેરે વિષયીનાં ચિન્હો છે.

૩૩૨. ચક (ફા. चिक्) પડદો. ભિન્ના ભિન્ન (સં. भिन्न જુદું–નું દ્વિગુણીરૂપ) કશી જુદાઇ Any distinction. ચિત્ત મળ્યું......ભિન્ન—જ્યાં દિલ મળેલ છે અને કંઇ જુદાઇ નથી ત્યાં આડો પડદો શું કામનો છે Of what use is a curtain where each other's hearts are won, and there exists no distinction.

૩૩૩. કશું—શું કામનો છે ?

૩૩૪. મન મૂકી–ખુલ્લા દીલથી Open-hearted. અમો–નળ પોતાને માટે માનાર્થે વાપરે છે.

## મદાલસા ને ઋતુધ્વજ

માર્કંડેય પુરાણમાંની માર્કંડ મુનિના પુત્ર શતકુમારે શુભજકને કહેલી ઇતિહાસિક કથા નારદજી યુધિષ્ઠિરને કહે છે કે ધ્વજ કેતુ દાનવનાં પુત્રો તાલકેતુ અને પાતાલકેતુએ ગાલવ મુનિનો યજ્ઞ ભંગ ત્રણ ત્રણ વાર કરવાથી તેણે દેવોની સહાય માગી. તેથી શ્રી વિષ્ણુ-ભગવાને મને ( નારદજીને ) અયોધ્યાના રાજા શત્રુજીતના પુત્ર ઋતુ-ધ્વજને તે દાનવોનો નાશ કરવા માટે ઇંદ્રનો ઘોડો આપવા મોકલ્યો. ઋતુધ્વજે તેથી તાલકેતુનો સંહાર કર્યો. પણ પાતાલકેતુ નાઠો તે હિમાલય ઉપર ગયો, ત્યાં અશોકવનમાં વિશ્વાવસુ ગાંધર્વની કુંવરી મદાલસા ગાન કરતી હતી તેનો અવાજ સાંભળ્યો. તેને જોઇ પાતાલકેતુ ત્યાંથી તેનું હરણ કરી પાંચમે પાતાલ પોતાને ઘેર આકાશ માર્ગે લઇ જતો હતો, તેવામાં મહાદેવ પાર્વતી વિમાનમાં ફરતા તેમણે મદાલ-સાનું રૂદન સાંભળવાથી પાર્વતીને દયા આવતાં મદાલસાનો પરણનાર તેનો મારનાર નીવડવાનો આશિર્વાદ તેને આપ્યો. મદાલસાને રાખી ભાઇનું વેર લેવા, અને ઋતુધ્વજને મારવા પાતાલકેતુ નીકળ્યો. ઋતુધ્વજ તેને જોતાં તેની પાછળ દેવી ઘોડા સહિત પડયો. તે ઘોડો તેને પાંચમે પાતાલ મદાલસા હતી ત્યાં લઇ ગયો. આ વખત પાતાલકેતુ તો રસાતલ ( ચોથા ) પાતાલમાં, ભરાઈ બેઠો હતો. ઋતુધ્વજ તથા મદાલસા એક બીજાને જોઇ મોહિત થયાં, ને ગાંધર્વ લગ્ન કરી મદા-લસાને લઇ ઋતુધ્વજ અયોધ્યા ગયો. પાતાલકેતુ પોતાને ઘેર પાછો આવતાં મદાલસાનું હરણ થએલું જાણી અયોધ્યા આવી મદાલસાનું મરણ નીપજાવવા વિચાર કર્યો કે તેને ઋતુધ્વજ ભોગવી શકે નહિ. તેથી તે સન્યાસીનું રૂપ ધારી મદાલસાના મેહેલ સામે ધૂણિ લગાવી બેઠો; ત્યાં ઋતુધ્વજ જઇ ચડવાથી તેના હાથે મણિ જોઇ, તે મણિ મદાલસા એ આપ્યાની હકીકત ઋતુધ્વજ પાસેથી તેણે જાણી લીધી. પછી તેણે તે મણિ કોઇ પણ રીતે કપટથી ઋતુધ્વજ પાસેથી લઇ મદા–

લસાને બતાવી, ઋતુધ્વજ મરણ પામ્યાનું કહી તેનું મોત નીપજાવવા નિશ્ચય કર્યો. એક સમયે ઋતુધ્વજની પાછળ જઇ મૃગયા કરતાં વિશ્રાંતી લેવાનું સ્થાન તેણે જોઇ લીધું; બીજે દિવસે તે ઘરડા મુનિનું રૂપ ધારી તે વિશ્રાંતી સ્થાનકે જઇ નિરાશાવસ્થામાં બેઠો. ત્યાં ઋતુધ્વજ આવી લાગતાં તેણે તે વેશધારી મુનિને નિરાશ બેઠેલો જોઇ તેમ કરવાનું કારણ પૂછ્યું. આથી મુનિએ પોતાના પુત્રનું સારે ઘેર લગ્ન કર્યાની હકિકત કહી સંભળાવી, તથા કન્યાએ અયોધ્યાનાં રાજકુંવર ઋતુધ્વજની સ્ત્રી મદાલસાનો મણિ જોવાનું પણ લીધેલ હોવાથી તે બતાવ્યા સિવાય કન્યાનો પિતા વિવાહ કરવા ના કહેતો હોવાની નિરાશા જણાવી. આ સાંભળી ઋતુધ્વજને દયા આવવાથી તે મણિ તેણે કૃતિમ મુનિને આપ્યો જે લઇ તે અયોધ્યામાં ગયો શત્રુજીત રાજાને ઋતુધ્વજનાં મરણ પામ્યાના સમાચાર કહ્યા. આથી રાજાને ખેદ થયો. પણ મદાલસાને પોતાનો ઋતુધ્વજને આપેલ મણિ નજરે જોયા સિવાય ખાત્રી થઈ નહિ. તેથી તે મુનિએ તેને મણિ બતાવી ખાત્રી કરાવી અને પોતે પાતાલકેતુ હોઇ વેર વાળ્યાનું કહી અંતર્ધ્યાન થયો. મણિ જોઇ મદાલસા મરણ પામી તેને સૌ બાળી આવ્યા પછી ઋતુધ્વજ આવ્યો, ને મેહેલમાં મદાલસાની શોધ કરવા લાગ્યો તે સમયે તેના મરણ પામ્યાની અને તેને બાળી નાખ્યાની સૌએ તેને ખબર કહી એટલે સ્મશાનમાં જઇ, મદાલસાની દેહની રાખનો ઢગલો કરી પોટલું બાંધી તે દેશનાં ફરવા લાગ્યો અને ગંગા કિનારે જઇ બેઠો, ત્યાં તેનાં માત પિતા તેની શોધ કરતા આવ્યા તે વર્ણવે છે.

૩૩૫. ભોમ (સં. भूमि) જમીન પર.

૩૩૬. વ્યોમ (સં. व्योमन्) આકાશ

૩૩૭. અચેતન (સં. अ વર્જનો + चेतन શુદ્ધિ) બેશુદ્ધ Unconscious. વાધ્યું શીત (સં वृध् વધવુ, शीत ટંડી) ટાઢું પડી ગયું.

૩૩૮. કાષ્ટવત્ (સં.) લાકડા જેવી. બ્રહ્માંડ (સં. ब्रह्मन् બ્રહ્મ + अंड ઇંડું ) મનુષ્યનાં શરીરમાં બ્રહ્મનું સ્થાન અર્થાત્ મસ્તકમાં ચિત્ત ( સં. ) જીવ.

૩૩૯. ચિત્તભ્રમ ( સં. ) ઘેલછા Madness. ભીતર ( સં. अभ्यंतर અંદર ) શરીરમાં. જ્વાલા ( સં. ) દાઝ.

૩૪૦. મૂર્ચ્છા ( સં. ) બેશુદ્ધિ Fainting.

૩૪ . વહોણાં ( સં. विना ) વગરનાં. રેણુથી ( સં. रेणु ) ધૂળથી.

૩૪૩ અટારી ( સં. अट्टालिका ) રવેશ Balcony. ગોખ ( સં. गवाक्ष બારી ) મકાનમાંનો ઝુકતો ભાગ Portico. સૂની ( સં. शून्य ) ખાલી. સેજ ( સં. शय्या ) પથારી.

૩૪૪. હેજ—હેત; પ્રેમ. નોટ—કેટલીક પ્રતોમાં 'હેજ' ને બદલે 'એજ' શબ્દ છે, ત્યાં તેનો અર્થ 'એનો એટલુંજ, થાય છે.

૩૪૬. ગમ ( સં. ) ખબર; સમજણ.

૩૪૭. કંથને ( સં. कान्त ) સ્વામીને. કકળાવો—દુઃખ આપો Agonize.

૩૪૮. ખુણા ખંચાળા ( સં. कोण ખુણો ) ખુણા ખાંચરા Distant corners.

૩૪૯. ખોળો—શોધો છો. એ પર—મદાલસા ઉપર. રૂઠયા ( સં. रुष् ગુસ્સે થવું ) ગુસ્સે થયા છે Is displeased with.

૩૫૦. ઉદ્વસ્ત ( સં. उद् + ध्वंस् નાશ કરવો ) ઉજ્જડ Desolate. વસાવ્યું સ્મશાન ( સં. वस् રહેવું; श्मशान મસાણ ) મસાણમાં ગઇ અર્થાત્ મરી ગઇ.

૩૫૨. **કનકવરણી** ( સં. **कनक** સોનું + **वर्ण** રંગ ) સોના જેવી કાંતિવાળી.

૩૫૩. **સંખાય** ( સં. **सह्** સહન કરવું ) સાંભળવું સહન થાય.

૩૫૪. **તેમનો તેમ**—મૂર્છા આવેલી ત્યારે જેમ ઉઘાડે માથે હતો તેમજ.

૩૫૫. **રામાની રાખોડી** ( સં. **रमा** સ્ત્રી; **रक्ष्** રક્ષણ કરવું ) મદાલસાને બળ્યાની રાખ.

૩૫૬. **પ્રદક્ષિણા** ( સં. ) ફેરા Going round. **તે પૂઠે** ( સં. **पृष्ठ** પાછળ ) તેની આગળ Near her.

૩૫૭. **ભામિનીજી**—જી લગાડી સ્ત્રીને માનથી બોલાવે છે. **ભસ્મ થયાં છો** ( સં. **भस्मन्** રાખ ) બળી ગયાં છો. **સમ વિસરજો દંડ**—આ શિક્ષા ન ભૂલો તો મારા સમ છે ( સં. **समय** વખત; **वि** + **स्मृ** વિસરવું; **दंड** શિક્ષા ).

૩૫૮. **દેહ કરીશ શતખંડ**—તો મારા શરીરનાં સો ટુકડા કરીશ, અર્થાત હું આત્મહત્યા કરીશ ( સં. **देह** શરીર; **कृ** કરવું; **शत** સો + **खंड** ટુકડા ).

૩૬૦. **કોકીલા નાદી** ( સં. **कोकिल** કોયલ + **नाद** સ્વર ) કોયલ જેવા મધુર સ્વરી Speaking sweetly as a cuckoo. **હું સુવો છઉં તું મરતાં**—તારા મૃત્યુથી મને તું મુવેલોજ જાણજે Know me to be dead feeling for your death.

૩૬૧. **છોકરવાદી**—બાળચેષ્ટા Childishness.

૩૬૨. **આપદા** ( સં. **आपत्ति, आपद्** ) દુઃખ.

૩૬૩. **મન વ્યાકુળ......ઘેલાં ઘેલાં**—મનની વ્યથાથી તે કાંઇ પણ સમજતો નહોતો, અને ગાંડું ગડું બકતો હતો

૩૬૪. હું થયો ન તુંથી પહેલાં—હું કેમ તારા પહેલાં ન મુઓ ?

૩૬૫. ઉસરડીને (સં. **अव** દૂર + **सृ** સરવું) ભેળો કરીને Collecting.

૩૬૬. પામરીમાં (**पामीर** ઉત્તર અફઘાનિસ્તાનમાંનો રેશમ માટેનો પ્રખ્યાત દેશ) લાલ રેશમી વસ્ત્રમાં.

૩૬૭. અમથો (સં. अ વધારો બતાવે છે + **मिथ्या** ફોકટ) નકામો. બારે વાટ—હાંફલો હાંફલો Confused.

૩૬૮. રખે કો વળી એને મારે, રાજા મન ઉચ્ચાટ—જેમ મદાલસાને બાળી તેમ રખે કોઇ વળી તેની રાખને મારે (ઉડાડી મૂકે) એવી ફિકર ઋતુધ્વજ કરતો. ઉચ્ચાટ (સં. **उत्** ઉચું + **चित्** મન) ચિંતા Anxiety.

૩૭૦. દારૂણ (સં.) ભયંકર. પરવર્યો (સં. **प्र** આગળ + **वृत्** જવું) ગયો.

૩૭૧. વિકટ (સં.) ભયાનક Frightful.

૩૭૨. પ્રાણી (સં. **प्राण**) જીવ.

૩૭૩. તટ (સં.) કિનારો. ગંગા (સં.) સંયુક્ત પ્રાંતમાં આવેલ મોટી નદી. સૂર્યવંશી સગર રાજાના પ્રપૌત્ર ભગીરથરાજા પોતાનાં ઉગ્ર તપથી સગર રાજાનાં ૬૦૦૦૦ પુત્રોનાં ઉદ્ધારાર્થે સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર લાવેલ હોવાથી તે ભાગીરથી કહેવાય છે. ગંગાએ પોતાનાં પ્રવાહમાં જન્હુરાજાની યજ્ઞભૂમિ ધોઇ નાંખવાથી તે ગંગાને પી ગયા. આથી દેવો, મુનિઓ તથા ભગીરથ વિગેરેએ તેનો ક્રોધ શાંત કરતાં પોતાનાં કાનમાંથી પાણી વ્હેવડાવ્યું. સ્વર્ગમાંથી ગંગાજી ઉતરતાં તેનો ધોધ પૃથ્વીથી સહન ન થઇ શકવાથી મહાદેવે પોતાની જટામાં તેને ઝીલી તેમાંથી થોડો પ્રવાહ વ્હેવડાવ્યો કહેવાય છે. ગંગાનાં બીજાં નામ નીચે મુજબ છે:—

भागीरथी त्रिपथगा त्रिस्रोता जाह्नवी तथा ।
અર્થ—ભાગીરથી, ત્રિપથગા, ત્રિસ્રોતા, જાહ્નવી વિગેરે.

૩૭૪. ભજન ( સં. भज् ભજવું ) રટણ; નામ.

૩૭૬. કાલાવાલા–આજીજી Entreaties. કંઇપેર—કંઇક રીતે; ઘણી રીતે.

## ઋતુધ્વજનો અચળ પ્રેમ.

મદાલસાનાં મરણ પછી ઋતુધ્વજ તેની રાખનું પોટલું લઇ ગંગાકાંઠે બેઠો હતો ત્યાં તેના માતપિતા જઇ અનેક રીતે સમજાવવા લાગ્યા. પણ ઋતુધ્વજ પોતે પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ અને માબાપની આજીજીથી કાયર થઇ, ત્યાંથી નાસી બીજે ઠેકાણે ગંગાકાંઠે મદાલસાની રાખ નીચે પાથરી બેઠો તેનું વર્ણન છે.

અચળ ( સં. अचल ) અડગ Steady.

૩૭૮. ઘેર આવું......રાણી—અરે હાય, મદાલસા મરી ગઇ, હવે હું શું સુખ સમજીને ઘેર આવું ?

૩૭૯. કરશો.........આણી—શું વખાણ કરી સગાઇ કરશો? જો કે હું ઘેર આવું અને મને તમે સ્ત્રી લાવી આપશો તો પણ.

૩૮૦. જો દઢ.........રાણી—જો કે સાક્ષાત્ વિષ્ણુ હોય તો પણ મદાલસા જેવી સ્ત્રી લાવી શકનાર નથી (સં. दृढ સાક્ષાત્; पुरुष + पुराण પુરાણમાં વર્ણવેલ મુખ્ય પુરૂષ, શ્રી વિષ્ણુ ).

૩૮૧. કેમ વિખાણું...... ધણિયાણી—મારી સ્ત્રીનાં હું શું વખાણ કરૂં ( સં. मम મારી; धनिन् ધનવાન, ધણી ).

૩૮૨. માયાકેમ જાય ભૂલાણી—તેનો સ્નેહ કેમ વિસરે? ( સં. माया સ્નેહ ). પીલાય છે દુઃખની ઘાણી–ઘાણીમાં તલની પેઠે દુઃખરૂપી ઘાણીમાં પીલાઉ છું, અર્થાત્ અતિ દુઃખી થાઉં છું ( સં. पीड् પીલવું; घूर्ण् ગોળ ફરવું ).

૩૮૪. **ઘાંથી**—અહિંયાથી. **નિરધારી** (સં. **निर् + धृ** . નિશ્ચય કરવો) નિશ્ચય કરી.

૩૮૫. **મોરારી** (સં. **मुर** મુરનામનો રાક્ષસ + **अरि** દુશ્મન) શ્રી કૃષ્ણ, મુરારિ.

૩૮૬. **ઉમયાધારી** (સં. **उमा** પાર્વતી + **धृ** ધરવું) મહાદેવ. **ગાંધર્વ કુમારી** (સં. **गांधर्व** ઇન્દ્રસભામાં રહેતા દેવી ગાનારા + **कुमारी** પુત્રી) ગાંધર્વ પુત્રી, મદાલસા Madalsa, daughter of the celestial chorister.

૩૮૭. **રાખ્યા વારી** (સં. **वृ** ઢાકવું) રોકો Hinder **સંસારી** (સં. **संसार** દુનિયા) ગૃહસ્થાશ્રમી Worldly.

૩૮૮. **ત્રિપુરારી** (સં. **त्रिपुर** ત્રિપુર નામનો રાક્ષસ + **अरि** શત્રુ) મહાદેવ. ત્રિપુર નામના રાક્ષસે બ્રહ્માનું તપ કરી તેને કોઈ મારી શકે નહિ તેવું વરદાન મેળવ્યું હતું, અને દેવને તે બહુ પીડતો હતો. તેથી દેવોએ વિષ્ણુને કહેતાં, તેણે ત્રિપુરાસુરને કૈલાસ લેવા મોકલ્યો. ત્યાં મહાદેવે તેને કાર્તિક શુદ ૧૫ ના રોજ માર્યો. તે દિવસ દેવોએ દીવાળી તરીકે ઉજવવાથી અદ્યાપિ તે દેવ દેવાળી કહેવાય છે.

૩૮૯. **ગૃહસ્થાશ્રમને** (સં. **गृहस्थ** ઘરમાંડી રહેનાર + **आश्रम** વાસ) સ્ત્રી પુત્રાદિક સાથે ઘર ચલાવવું તે Worldly life. નોટ—મનુષ્યની અવસ્થાના ચાર વિભાગ કરેલા છે. ૧ બ્રહ્મચર્યાશ્રમ—આ સ્થિતિમાં બ્રહ્મચર્ય પાળી વિદ્યા સંપાદન કરવાની છે. ૨ ગૃહસ્થાશ્રમ—આ આશ્રમમાં સ્ત્રી પરણી પુત્રાદિક ઉત્પન્ન કરી સંસારમાં રહી લોક હિતકારી કાર્ય કરતા રહી ધન સંપાદન કરવાનું છે. ૩ વાનપ્રસ્થાશ્રમ—આ આશ્રમમાં ઘરનો વ્યવહાર પુત્રાદિકને સોંપી તેનાં કાર્યો ઉપર ધ્યાન રાખતા રહી ઇશ્વર ભક્તિ કરવાની

છે. ૪ સંન્યસ્તાશ્રમ—આ આશ્રમમાં ઘર છોડી મમતાથી રહિત રહી ઇશ્વર ભજન કરવા માટે ગંગાદિ તીર્થ તરફ ચાલી નીકળી તપ કરી મોક્ષ મેળવવાનો છે. વરજ્યો ( સં. वर्ज् તજવું ) છોડયો.

૩૯૦. સરજ્યો ( સં. सृज् પેદા કરવું ) જન્મ્યો.

૩૯૧. જોગટ—સાધુ Recluse. ખપ કરો છો ફોકટ—હવે મારી માંગણી ફોકટ કરો છો.

૩૯૨. જે વાટે......પાયો—જે રસ્તે હું લુંટાણો તે રસ્તે હવે શા માટે જાઉં, અર્થાત્ સંસારી થયો તો સ્ત્રી મરી ગઇ, હવે મારે શા માટે ફરીને સંસારી થવું. પાયો ( સં. प्र + आप् મેળવવું ) જવું.

૩૯૩. નિકંદન ( સં. ) નાશ. ભાગ્યમંદ ( સં. भाग्य નસીબ + मंद धीमो ) કમ નસીબ.

૩૯૪. ચોળી મેં રાખોડી—સાધુ થયો.

૩૯૫. માવડી—માતા. નોટ—વ્હાલ દર્શાવવા વાપર્યો છે. સેકેછે—દુઃખ દે છે Torment.

૩૯૬. વડું આરૂ—વહુ. નોટ—સમૂહ વાચક શબ્દ છે.

૩૯૮. ભાવ ( સં. ) પ્રેમ. તરછોડી—તિરસ્કારી.

૩૯૯. લવલેશ ( સં. लव ટીપું + लेश કણ ) જરા પણ. કલેશ ( સં. ) દુઃખ.

૪૦૨. છાંડયું—છોડયું. રાજ્યાસન માંડિયું—રાજ્ય કરવા માંડ્યું ( સં. राज्य રાજ્ય + आसन ગાદી ) Began ruling.

૪૦૩. એ કથા તો એટલે રહી—એ વાત એટલેથી મૂકી. ગત ( સં. गति ) દશા.

૪૦૪. તપ ( સં. तप् તપવું ) મદાલસાનું ધ્યાન.

૪૦૫. મુખે મદાલસા સુંદરી—મોઢે મદાલસાનું નામ જપતો.

૪૦૬. જટા ( સં. ) ધુંચાએલા વાળ Clotted hair.

૪૦૮. નવ પામે ભક્ષ—ખોરાક પામે નહિ ( સં. भक्ष ખાવું ).

૪૦૯. ડાઢ઼ ( સં. दाढा, दाढिका દાઢી ) દાઢીના વાળ Hair on the beard. સંતપિયું (સં. सं + तप् સંતાપવું) પીડ્યું.

૪૧૦. સાંસો ( સં. संशय ) સંશય. કાયા થઇ......વાસો —ત્યાં રહી જપ તપ કરતાં દેહ કાળી થઇ (સં. काय કાયા; श्याम કાળી; जप् જપવું; तप् તપ કરવું; वस् રહેવું ).

૪૧૨. વાર લાગી વીરને—ઋતુધ્વજને વખત લાગતાં ( સં. वार દિવસ; लग् અટકવું; वीर બાહાદુર પુરૂષ ). નાગને ( સં. नाग સર્પ ) નાગકુમારોને. સહીરે—ખરેખરી. નોટ—અયોધ્યામાંથી સવારે ઋતુધ્વજ મૃગયા કરવા જતો, ત્યારે વનમાં એક સરોવર નજીક પોતાની પાસેનાં દિવ્ય મણિને લઇ પાતાળનાં નાગકુમારોથી દોસ્તી થઇ હતી. તેથી હંમેશ તેઓ ત્યાં આવી ઋતુધ્વજને મળતા હતા. મદાલસાનાં મરણ પછી તે દિવસે ઋતુધ્વજ નાશી જતાં નાગકુમારો પાસે જઇ ન શકવાથી, નાગકુમારો જે તેની વાટ જોતા બેઠા હતા તેમને ઋતુધ્વજ માટે અતિશય ચિંતા થવાથી અયોધ્યા તરફ ચાલી નીકળ્યા.

## મદાલસાનો મેળાપ.

ઋતુધ્વજ ગંગાકાંઠે રાખ પાથરી તપ કરતો બેઠો છે, ત્યાં તેનાં નાગકુમાર મિત્રો તેને શોધતા આવે છે; અને ઘેર તેડી જવા સમજાવે છે. પણ ઋતુધ્વજ પોતાનો નિશ્ચય ફેરવતો નથી. જેથી તે નાગકુમારો પોતાનાં મિત્રની સ્ત્રી મદાલસાને લાવવા ત્રણ લોક વિગેરે બધે સ્થળે ફરે છે. પણ ક્યાંયથી મદાલસા મળતી નથી. છેવટે નિરાશ થઇ પોતાને ઘેર તેઓ જાય છે; ત્યાં મિત્રની ચિંતામાં

તેમને દુર્બળ થતા જોઇ નાગપિતા અરજક (અશ્વતર) તેમની ચિંતાનું કારણ પુછે છે. એટલે તે પુત્રો પિતાને સર્વ હકિકત કહે છે. પિતા પુત્રોને શિવનું તપ કરવા ભલામણ કરે છે, અને પિતા તથા બંને પુત્રો શિવની ભક્તિ કરવા જાય છે. ત્યાં મહાદેવજી પ્રસન્ન થઇ તેમને જમના નદીને કાંઠે શ્રાદ્ધ કરવા તથા તેમાં પિંડદાન દઇ પિંડ વેરવાનું કહે છે, પિંડ વહેરતાં તેના વચલા કટકામાંથી ત્રણ ફેણવાળો નાગ નીકળશે; તેની વચલી ફેણ વેરતાં તેમાંથી મદાલસા નીકળશે એવું વરદાન આપે છે. તે પ્રમાણે પિતા જમના નદીને કાંઠે શ્રાદ્ધ કરી મદાલસાને લઇ પાતાળમાં પોતાને ઘેર જાય છે; અને પુત્રો ઋતુધ્વજને તેડવા જાય છે. નાગકુમારો ઋતુધ્વજને સમજાવી, મદાલસા પાતાળમાં પોતાના પિતા પાસે હોવાનું કહી લઇ જાય છે. તે સમયે ઋતુધ્વજ અરજક (નાગપિતા) પાસે મદાલસા માગે છે અને નાગ તેને મદાલસા મેળવી આપે છે, એટલે બંને પૂર્ણ સ્નેહથી મળે છે, તેનું વર્ણન ગાય છે.

મેળાપ (સં. मिल् જોડવું) મળવું Regaining.

૪૧૩. કુંવર (સં. कुमार) ઋતુધ્વજ. વદે (સં. वद् બોલવું) કહે. વિદાયજ કીજે—ચોક્કસ રજા આપો.

૪૧૪. આજ્ઞા દીજે (સં. आज्ञा રજા; दा દેવું) રજા આપો.

૪૧૫. અરજક—અશ્વતર; પાતાલનો નાગ; ઋતુધ્વજના મિત્રો નાગકુમારોનો પિતા.

૪૧૬. જ્ઞાનમાંચથી (સં. ज्ञान ગ્નાન; मंच ખાટલો) ગ્નાનને રસ્તે.

૪૧૯. વિયોગે વેરાગી (સં. वियोग વિજોગ; वि વગરનો + राग માયા) વિજોગ પડવાથી સાધુ.

૪૨૦. લક્ષ્મી (સં.) ધન. લક્ષ્મી શ્રી વિષ્ણુ ભગવાનની સ્ત્રી છે. અને શેષશાયી નારાયણ ભગવાનનાં નિરંતર તે ચરણ સેવે

છે. તે સમુદ્રમથનમાં ચૌદ રત્નોમાં નીકળી છે; અને રત્નોની વેહેંચણમાં વિષ્ણુને પરણી છે; તે ચતુર્ભુજ સ્વરૂપે પૂજાય છે.

(જુઓ-૧૨૭ રથ ઐરાવતનું).

૪૨૧. નાગ—નાગકુમારોનો પિતા, અરજક.

૪૨૫. બોલી બોલી ગળે પાછો—બોલતો બોલતો બંધ પડી જાય. ખરે નયણે અશ્રુધાર (સં. क्षर् ટપકવું; नयन આંખ; अश्रु આંસુ + धारा ધાર) આંખે આંસુ પડતા જાય.

૪૨૬. સુવર્ણની સાંકળ......પૂરવાર—ઋતુધ્વજ મનમાં વિચાર કરે છે કે મારૂં મદાલસાનું માગવું એ ખરેખર સોનાની સાંકળથી બાંધી લેવા જેવું છે (સં. सुवर्ण સોનું; शृंखला સાંકળ).

૪૨૭. તે માગ......વળતો—અરજક ફરીને બોલ્યો અને તે ઋતુધ્વજને માગ માગ કહેતો બંધ પડેજ નહિ.

૪૨૮. કોણે જોયું......ગળગળતો—પછી ઋતુધ્વજ રડતો ગળગળે અવાજે બોલ્યો કે કોઇએ જોયું નથી કે સાંભળ્યું નથી (એવું મારે માગવાનું છે).

૪૩૨. નવનવી......હજાર—નવિન નવિન નાજુક એક હજાર કન્યા લાવી આપું.

૪૩૩. જઇ ભણો......નેક (સં. भण् બોલવું; नवतम તાજો; ફા. नेक ટેક) ખરા દીલની ટેક જઇને બોલો Go and call out with the real integrity of your heart.

૪૩૪. વાયેક (સં. वाक्य) વચન.

૪૩૫. ડગમગતો—લડથડતો Tottering.

૪૩૬. કમાડ (સં. कपाट) બારણાં.

પકડી.

૪૩૭. અન્યો અન્ય......લાડો—અરસપરસ ઘણા લાડના વાક્યોથી અને ખરા આનંદથી.

૪૩૮. **અન્યોઅન્ય પ્રીત......કમાડો**—એક બીજાનો ખરેખરો સ્નેહ પ્રગટ થતાં બંને કમાડો ફાટી ઉઘડયાં.

૪૩૯. **ભરાયાં લોચન**—આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

૪૪૦. **સામસામાં વાધ્યાં......પ્રસન્ન**—બંને એક બીજા તરફ દોડયાં, અને એક બીજાનાં દીલ ખુશી થયાં.

૪૪૧. **વળગ્યો......નહિ**—એક બીજાને બાઝી પડયા તે મુકે નહિ. **સ્નેહની......કહાણી** (સં. स्निह् ચાહવું; अति અતિશય; कथ् કહેવું) ખરેખરા પ્રેમની વાત કે.

૪૪૨. **પ્રીત...જાણી**—એક બીજાનો પ્રેમ અને વ્હાલ જોઇ.

૪૪૩. **વાદે વધ્યા તે વાદ સહુ**—તેઓ બધાએ વાતમાં ઘણી-એક વાતો કરી They all talked much during conversation (સં. वद् બોલવું).

૪૪૪. **સુખ પામ્યા સંસારનું**—દુનિઆના રંગ ભોગ ભોગવ્યા Enjoyed worldly Pleasures.

## નરસિંહ મહેતાની મોસાળાની તૈયારી.

નરસિંહ મેહેતો એક પ્રસિદ્ધ ગુર્જર કવિ ભક્ત વિક્રમ સંવત ૧૫૦૦ માં થઇ ગયો. તેના પિતાનું નામ વત્સરાજ મેહેતો ઉર્ફે દામોદર હતું. તે જાતનો વડનગરા નાગર ગૃહસ્થ અને જુનાગઢનો રહીશ હતો. નાનપણમાંથી જનોઇ દઇ પરણાવ્યા પછી નરસિંહ મેહેતાનો માબાપ ગુજરી જવાથી તે પોતાના મોટા ભાઇ વંશીધર નીચે રહી મોટો થયો. બાળપણથી સાધુઓ વિગેરેની સંગતને લઇ તેણે વિદ્યાભ્યાસ કર્યો નહોતો. તેથી એક વખત તેની ભાભી ઝેરે મેહેણું દેવાથી તે ઘર છોડી ચાલ્યો ગયો, અને નજીકમાં ગોપનાથ મહાદેવના મંદિરમાં જઇ ભરાઇ બેઠો. ત્યાં તેણે સાત દિવસ ઉપવાસ કરી શિવનું ધ્યાન કરવાથી, મહાદેવજી પ્રસન્ન થયા, અને વરદાન માગવા

કહ્યું; તેથી તેણે શ્રી વિષ્ણુ ભગવાનનાં દર્શન કરાવવાનું માગ્યું. મહાદેવજીએ તેને દેવલોકમાં લઇ જઇ શ્રી કૃષ્ણની રાસ લીલાનાં દર્શન કરાવ્યાં. શ્રી કૃષ્ણે તેની ભક્તિ જોઇ તેને પોતાનો ભક્ત બનાવી ભજનો વિગેરે ગાવાની ઉત્તમ કવિત્વ શક્તિ આપી, મહાદેવજી સાથે અંતરિક્ષ રીતે પાછો જુનાગઢ શિવ મંદિરમાં મોકલાવી દીધો. નરસિંહ મેહેતો ત્યારથી ભગવાનનો પરમ ભક્ત થઇ ભાઇથી જુદો રહી પોતાની સ્ત્રી સાથે ઘર સંસાર ચલાવવા માંડ્યો. તેની સ્ત્રી માણેક સામળદાસ નામે પુત્ર અને કુંવરબાઇ નામે પુત્રી મુકી મરી ગઇ. સામળદાસને પરણાવ્યા પછી તે મરી જવાથી તેના સ્ત્રી સુરસેના વિધવા થઇ. કુંવરબાઇને ઉના ગામે નાગર ગૃહસ્થ શ્રીરંગ મહેતાના પુત્ર વેરે પરણાવી હતી; તેનું સીમંત આવતાં તેના સાસરાએ માહ શુદ સાતમને રવિવારનું મુહુર્ત ઠરાવી તે ઉપર આવવા નરસિંહ મેહેતાને કંકોત્રી લખી ગોરને જુનાગઢ મોકલ્યો. તેથી નરસિંહ મેહેતો પોતાની દીકરીનાં સીમંત ઉપર તેને માઠું ન લાગે તે ખાતર તેના પત્ર લખવા મુજબ તૈયારી કરી વિદાય થયા, તેનું કવિ આદિ વર્ણન કરે છે.

મોસાળાની (સં. मातृ शाला મોસાળ) કન્યાના પિતાને ઘેરથી સીમંતમા આપવામાં આવતી પેહેરામણી માટેની.

૪૮૫ ઓખલે પંડ્યે (સં. पंडा બુદ્ધિ) ઓખલો નામના ગોરે. પત્રજ (સં. पत्र) કંકોત્રી (જ-ભાર દર્શક છે). મેહેતાજીને—નરસિંહ મેહેતાને. જી-માન તથા પિતાના તાત માટે વાપર્યો છે.

૪૮૬ વૈકુંઠ નાથજી (સં. वैकुंठ વિષ્ણુનું સ્વર્ગ + नाथ સ્વામી) શ્રી વિષ્ણુ ભગવાન.

૪૮૭ ખામેરૂં—મોસાળું. ખોટા દામજી ખોટો પૈસો (સં. कूट ખોટો; द्रम्म નાનો સિક્કો) Bad coin.

૪૪૮ ત્રીકમજી (સં. त्रि ત્રણ + क्रम् જવું) શ્રી વિષ્ણુ. નોટ–વામન અવતારમાં શ્રી વિષ્ણુ ભગવાને બલિરાજાના યજ્ઞમાં દાનમાં તેની પાસે ત્રણ ડગલાં ભૂમિ માગેલી તે બલિરાજાએ આપતાં પેહેલે પગલે પૃથ્વી, ને બીજે પગલે સ્વર્ગ લઈ, ત્રીજે પગલે બલિને પાતાલમાં ચાંપી ત્યાંનું રાજ્ય આપ્યું. આ પ્રમાણે ત્રણ ડગલાં ભરવાથી તે ત્રિકમ (ત્રિવિક્રમ) કહેવાય છે. તેવડમાં (સં. त्रि ત્રણ+वृत કરવું) તૈયારીમાં For Provision.

૪૪૯. ભોજન......પાયજી—મેહેતાજીએ ખોખલા પંડ્યાને જમાડી દક્ષિણા આપીને નમસ્કાર કર્યા. દક્ષણા (સં दक्षिणा) રોકડું દાન Alms in cash.

૪૫૧. વૈષ્ણુવ સંતજી (સં. वैष्णव + संतः) વિષ્ણુ ભક્ત સાધુઓ.

૪૫૨ સીમંતજી (સં. सीमंत સેંથો; सीमंतोन्नयन) અઘરણી First Pregnancy.

૪૫૩ વેલ્ય (સં. वेल् ફરવું) બળદ જોડવાનો નાનો રથ Bullock-cart ધુંસરી (સં. धुर् ધોંસરૂં) બળદને ગાડીમાં જોડવા ખાંધપર મુકાતું ધુંસરૂં yoke. સાંગી રથની ધરી અને માણસને બેસવાના કાંઠા વચ્ચેનો ભાગ Tub of a cart. સોટા–સાટી; માણસને બેસવાનો ભાગ Frame of the cart where men sit. ભાંગીજી (સં. भञ्ज् ભાંગવું) ભાંગેલ હતા.

૪૫૪. તળાવા (સં. तल તળીયું) ગાડીની ધરીને મજબુત રાખવા માટેના આડા ઉભા ટેકા Props to keep the axle of the cart in position. પિંજણીઓ–પૈડાને તથા તળાવાને ટેરવવા માટે આડો લાકડાનો ટેકો Piece of wood to keep wheels and props of the axle properly fixed.

**કેના તળાવા ને કોની પિંજણીઓ**—કોઇકની ગાડીઓના તળાવા ને કોઇકની ગાડીઓની પિંજણીઓ.

૪૫૭. **સંપુટ** (સં. **सं** સાથે+**पुट** પોલાણ) પોલી Hollow. **ત્રાંબાની દાબડીઓ** (સં. **ताम्र** તાંબું) Copper caskets. **બાળમુકુંદજી** (સં. **बालमुकुंद**) શ્રીકૃષ્ણનું બાળ સ્વરૂપ.

૪૫૮. **કંઠે હાર.........નંદનંદજી**—શ્રીકૃષ્ણ ભગવાનવાળી દાબળીઓ ગળામાં હારરૂપે પેહેરી રાખી. **દામોદર** (સં. **दामन्** દોરી + **उदर** પેટ) પેટ સુધી હાર પહોંચે છે એવા શ્રીકૃષ્ણ. **નંદનંદજી** (સં. **नंद** નંદ + **नंदन** પુત્ર) નંદજીના પુત્ર.

૪૫૯. **વાજીંત્રજી** (સં. **वादित्र**) વાજાં Musical instruments.

૪૬૦ **ગાંઠડી** (સં. **ग्रंथ्** બાંધવું) પોટલી Bundle. **ગોપીચંદનની** (સં. **गोपी** ગોપની સ્ત્રી + **चंदन** સુખડ) દ્વારકા પાસે વ્હેતી ગોમતી નદીના કાંઠાની પીળી માટી. નોટ–આ માટી પવિત્ર ગણાય છે, અને તેનો રંગ ઘસેલા સુખડનાં ચંદનને મળતો છે. **તુલસી કાષ્ટ પવિત્રજી** (સં. **तुलसी काष्ट पवित्र**) પવિત્ર તુલસીના લાકડાની માળાઓ Holy basil-wood garlands. તુળસી પૂર્વ જન્મમાં જાળંધર દાનવની વૃંદા નામે સ્ત્રી હતી. તેનાં સતીત્વનાં પ્રભાવથી તેના પતિએ વિષ્ણુ ભગવાનને હરાવી દાસ રાખ્યા હતા. જાળંધરનો નાશ કરાવવા નારદે તેને પાર્વતીને લઇ આવવા કહ્યું, તેથી તે મૂર્ખે પાર્વતીને લેવા દૂતો મોકલ્યા. મહાદેવે તેમને મારીને કાઢયા. આથી જાળંધર મહાદેવ સામો લડવા ગયો. તેમાં તે તેની સ્ત્રીનાં સતીત્વના પ્રભાવે મરાતો નહોતો. તેથી વિષ્ણુએ છળ કપટથી જાળધરનું રૂપ લઇ સતી વૃંદાનું સતીત્વ ભંગ કરતાં જાળંધર મરાયો. આથી વૃંદાએ વિષ્ણુ ભગવાનને તેની સ્ત્રીનો વિયોગ પડવાનો અને વાનરોની મદદથી સ્ત્રી પાછી મળવાનો શાપ આપ્યો. એટલે શ્રી વિષ્ણુએ તેને

પોતાનુ દિવ્ય દર્શન કરાવ્યું. વૃંદા ઝંખવાણી પડીને ભગવાનની ચરણસેવા માગવાથી, શ્રી વિષ્ણુએ તેને તુળસી બનવાનો અને તુળસીરૂપે તેને ચરણમાં રાખવાનો તથા ભોજનમાં પણ સાથે રાખવાનો તેમજ વૃંદાવન (તુળસીનું વન) માં ગોપીઓ સાથે લીલા કરવાનો અને કાર્ત્તિક શુદ એકાદશીના રોજ તેની સાથે લગ્ન કરવાનો અનુગ્રહ કર્યો. આથી કાર્ત્તિક શુદ એકાદશીના રોજ લોકો વિષ્ણુનું તુળસી સાથે મંદિરમાં લગ્ન કરાવે છે, તથા દેવના ભોજનમાં તથા ચરણમાં તુળસીનું પાન ધરે છે; તથા તેના કાષ્ટની માળા દરેક વૈષ્ણવ પોતાના કંઠમાં પહેરે છે, અને વિષ્ણુને પેહેરાવે છે. તુળસીનું ઝાડ ઔષધીય ગુણોમાં પણ સર્વોત્તમ હોવાથી તેનું આટલું ધાર્મિકત્વ બતાવ્યું છે; અને ઋષિ મુનિઓએ પણ તેની અતિ શ્લાઘા કરી દરેક હિંદુને ત્યા તુળસીનું ઝાડ રાખવાનું પવિત્ર ગણ્યું છે.

૪૬૧. **સામગ્રીમાં** (સં. **समग्र** બધું) સામાનમાં In the materials. **તિલકને તુળસી માળજી**–તિલકીયાં અને તુળસીની માળાઓ (સં. **तिलक; तुलसीमाला**) Moulds for making sectarial marks, and garlands of holy–basil.

૪૬૨. **નરસૈયાને નિભંય છે......ગોપાળજી**—નરસિંહ મેહેતો બેફિકર છે કે શ્રી કૃષ્ણને એ મોસાળાની બધી ચિંતા કરવાની છે (સં. **नरसिंह** નરસૈયો; **निर्** રહિત **भय** બીક; **भुज्** ભોગવવું; **गो** ગાય, ઇંદ્રીય + **पाल्** પાળવું) Narasinh is quite sure of Shri Krishna worrying for this.

૪૬૩. **બળહીણા** (સં. **बल** જોર + **हीन** વગર) તાકાત વગરનાં. **ઠેલે** (સં. **स्थल** જગા) ધકા મારે છે. **સાથજી** (સં. **सार्थ** કાફલો) સંઘાત Company.

૪૬૪. **સોર** (ફા. **शोरीदन्** અવાજ કરવો) બૂમ. **ઢાળ ચઢાવે**–ઢોળાવ ઉપર લઈ જાય Would take up a slope.

સોર પાડે......વૈકુંઠનાથજી—જે જે વૈકુંઠનાથજી એમ બૂમ પાડે અને ગાડીને ઢાળ ઉપર ચઢાવે ( સં. **जय जय** જીત થાઓ જીત થાઓ ).

૪૬૫. ગળિયો ( સં. **गलृ** ટપકવું ) હઠીલો Obstinate. આખલો [ સં. **अक्षत** ખસી નહિ કરેલો ] ગોધો Bull.

૪૬૬. પડયાને પુંછ ગ્રહી ઉઠાડે—બેસી ગયેલા બળદને પુંછડી પકડી પરાણે ઉભો કરે ( સં **पुच्छ** પુંછડી; **ग्रह** પકડવું ).

૪૬૭. સાલે સાલ ( સં. **शल्य** તીર ) સાંધે સાંધા. ગજવા—જૂનાં જૂનાં. રથતણા બહુ વકજી ( સં. **रथ** વેલ; **बहु** ઘણાં; **वक्र** વાંક ) વેલમાં ઘણાં વાંક દેખાય There were many bents in the cart.

૪૬૮. સાંગીનો........ઉઠે—સાંગીનો બહુજ અવાજ થાય. ચૂચવે છે—ચુંચું બોલે છે. ચક્રજી ( સં. **चक्र** પૈડું ) પૈડાં.

૪૭૦. મધ્યાહ્નને ( સં. **मध्य** વચ્ચે + **अहन्** દિવસ ) ખરે બપોરે At noon. ઉના ગામજી—ઉના ગામનાં લોકો. ઉના ગામ કાઠીઆવાડમા સોરઠ-પ્રાંતમાં આવેલું છે, અને તે દેલવાડા નજીક છે.

૪૭૧. મહિમા ( સં. **महिमन्** ) મોટાઇ Greatness. વિષયી પુરના લોકજી ( સં. **विषय** ઇંદ્રિય-સુખ; **पुर** શેહેર; **लोक** પ્રજા ) શેહેરની વિલાસી પ્રજા Lustful people of the city.

૪૭૨. કોડ પેહોતાં ( સં. **कौतुक** ઇચ્છા ) આશા સફળ થઇ Desire was fulfilled. રોકજી—રોકડું; તૈયાર. Ready; cash.

૪૭૩. **વસાત** રે ( અરબ્બી **विसात्** શેતરંજી; સં. **वस्तु** ચીજ ) વિસાત; શક્તિ Worth.

૪૭૪. **નાગરી નાત** રે (સં. **नागर** ચાલાક; **ज्ञाति** નાત) નાગર ગૃહસ્થોની નાત. **નોટ**—નાગરલોકો રાજ્યદ્વારી બાબતમાં બહુ પ્રવીણ અને મુત્સદ્દી હોય છે.

## મહેતાજી અને કુંવરબાઈ.

મહેતાજી આવ્યાનાં ખબર મળતાં તેનો વેવાઇ શ્રીરંગ મેહેતો તથા બીજાં સગાં વ્હાલાંઓ મળવા આવે છે; શ્રીરંગમેહેતો નરસિંહમેહેતાને ચાંચડ માંકડવાળા ઘરમાં ઉતારો આપી જાય છે. નાગરની નાત મેહેતાજીનો સાથ તથા સામાન જોઇ હાંસી કરે છે. કુંવરબાઇ બાપને મળવા આવે છે ત્યાં મામેરાનો કાંઇ પણ સામાન નહિ જોવાથી ખેદ પામે છે; એટલે નરસિંહમેહેતો તેને ધીરજ આપે છે, અને કહે છે કે તારૂં મામેરૂં શ્રીકૃષ્ણ કરશે, તેનું વર્ણન આપે છે.

૪૭૫. **શ્રીરંગમેહેતો**—કુંવરબાઇનો સસરો. **વેવાઇ** ( સં. **वैवाहिक** વિવાહવાળા ) વરકન્યાનાં પિતાઓ.

૪૭૬. **ભ્રાત** ( સં. **भ्रातृ** ) ભાઇ.

૪૭૮. **ચાંચડ**—ઝીણી જીવાત Fleas. **મચ્છર** (સં. **मत्सर**) મસલાં Gnats. **વિશેક** ( સં. **विशेष** ) ખાસ Especially.

૪૭૯. **વસમો ઠામ** ( સં. **विषम** મુશ્કેલ; **स्थान** ઠેકાણું ) દુઃખદાયક ઠેકાણું Distressing. **ઉપર......નામ**—ઘર ઉપર નળિઆં તો હતા જ નહિ.

૪૮૦. **કોહ્યું**—સડેલું Decayed. **છાજ** ( સં. **छाद्** ઢાંકવું ) ઢાંકણ Thatch. **વળી**—લાકડાનાં નાનાં પીઢીઆં Round rafters. **ભીંત્યો......વળી** ( સં. **भित्ति** દિવાલ; **द्वि** બે + **दिश्** દિશા; **वल्** ફરવું ) ભીંતો બંને બાજુ બેસી ગઇ હતી.

૪૮૧. માંકણ (સં. मत्कुण) માંકડ Bugs. જુઆ—જુવા (સં. यूका) Small insects. ઉતારા હુઆ (સં. उद् + तॄ નીચે ઉતરવું) રહેવાનું મળ્યું Was given lodgings.

૪૮૨. હસણી નાત્ય (સં. हस् હસવું) ઉપહાસ કરનારી નાત Witty caste.

૪૮૩. ઔાઇએ પાપ—પવિત્ર થઇએ May be sanctified.

૪૮૭. ફૂટડો (સં. स्फुट् ભાંગવું) સુંદર Attractive. તૂઠડો (સં. तुष् પ્રસન્ન થવું) પ્રસન્ન છે.

૪૮૮. મરડે મુખ—મશ્કરી કરે (સં. मृद् કચરવું; मुख મોઢું) Cut jokes.

૪૮૯. બગાઇઓ—બગાઇ માખી જેવાં ઢોરને બેસતાં ઉડણીઆ જીવડાં Gad-flies. શબ્દ કરે છે ઘણું—બહુ ગણગણે છે.

૪૯૦. ચંગ (સં. પ્રા.) ઝાંઝ Cymbals. રહેશે રંગ (સં. रंग) આબરૂ વધશે Would earn his name.

૪૯૧. આ ગાંઠડી.........પટકે—આ ટાંગેલું પોટલું લટકે છે તેમાં કાંસીઆની જોડીયું લુગડે બાંધેલી છે Pairs of cymbals are tied with a cloth in this bundle that is seen hanging. તાળનાં જોડાં—કાંસીઆં (તાળીઆંની જોડીઉં).

૪૯૨. શો ઉધારો—શી ખામી છે; શો વાંધો છે What delay there will be!

૪૯૩. છાબમાં (સં. शराव છીછરી રકાબી) વાંસની બનાવેલી તાસક Shallow bamboo-baskets. તુળસી દળ (સં. तुलसी दल) તુળસીનું પાન. શંખ ફૂંકશે—શંખ વગાડશે; દેવાળું કાઢશે Will declare his incapacity.

૪૯૫. નાગરી—નાગરની સ્ત્રીઓ. ટોળ–મશ્કરી Fun.

૪૯૬. ઘસી ( સં. घर्ष् ઉશ્કેરવું ) દોડી. નણદી (સં. ननांद) વરની બ્હેન. મર્મે ( સં. मर्मन् ભેદ ) મશ્કરીમાં.

૪૯૯. આદર કરી ( સં. आदर માન ) માન સહિત.

૫૦૧. કુશળ ક્ષેમ (સં. कुशल ચાલાક; क्षेम સુખી) સહી-સલામત અને સુખી Safe and happy. સાસરીયાં કાંઇ આણે છે પ્રેમ—તારા સસરાનાં સગાંઓ સૌ તારાપર સ્નેહ તો રાખે છે ને ?

૫૦૨. રૂડો દિવસ—સારૂં ટાણું Good Occasion.

૫૦૪ નાગરી.........કાજ—નાગરની નાતમાં આપણી શી આબરૂ રહેશે; તમે ધન વગર શા માટે આવ્યા ( સં. लज्जा લાજ; कार्य કાજ ).

૫૦૫. નિર્માલ્ય ( સં.) નમાલો Worthless. અવતાર ( સ. अव + तॄ જન્મવું ) જન્મ. ધિક્કાર ( સં. धिक् ફોગટ + कृ કરવું ) તિરસ્કારને પાત્ર Disdainful.

૫૦૬. નિર્ધનને.........આંગણે—દ્રવ્યહીન માણસ કશા લેખામાં નથી, અને કોઇ તેને ઘર આગળ આવવા દેતું નથી ( સં. गण् ગણવું; अंगण આંગણું ) A pauper is never respected, nor he is allowed to enter one's courtyard.

૫૦૯. સંઘરો ( સં. संग्रह જથો ) બચાવ Savings.

૫૧૦. અવસર ( સં. अव નીચે + सृ કરવું ) ટાણું Festive occasion. સચવાશે ( સં. सं + चि ભેગું કરવું ) જળવાશે Will be well observed.

૫૧૧. કંકુની પડી ( સં. कुंकुम કંકુ; पुटी પોલ ) કંકુનું પડીકું Packet of red powder of turmeric. મોડ ( સં.

મુંડ માથું ) સ્ત્રીઓને માથે બાંધવામાં આવતું મોડિયું Chaplet worn by females on auspicious occasions. નાડાછડી-સુતરના રંગીન દોરા; ખોંભા નાડું Cotton string of various colours.

પ૧૨. નથી માટલી ચોળી ને ઘાટ ( સં. मृत्तिका માટી; चोली ચોળી; घाट આકાર ) નથી લાવ્યા માટીનો ઘડો, પોલકું અને પોતનું કપડું An earthen pot, a bodice and a cloth for upper garment are not brought. બારે વાટ-તૈયારી વગર Without any preparation.

પ૧૩. હું શે......માત—મારી મા મરી જતાં હું શું કરવા ન મુઇ Why did death not take me in its jaws when my mother died?

પ૧૪. માતા......સંસાર—મા વગર મને જગત્ શૂન્ય લાગે છે I see the world in dark without the mother. માતા વિના તે શો અવતાર-મા વગર જીવવું પણ વ્યર્થ છે It is no life without the mother.

પ૧પ. બાપની.........ઉતરી—પિતાની સગાઇ પણ જતી રહે છે; અર્થાત્ પિતાનું હેત પણ જતું રહે છે There remains no relationship between the father and the child.

પ૧૭. સુરભી ( સં. ) કામધેનુ; ગાય Cow. વચ્છ ( સં. वत्स ) વાછરડું Calf. વિણ-વિના. તલપે ( સં. तत् તે + लभ् મેળવવું ) ઝૂરે Is restless.

પ૧૮. વછોઇ ( સં. वि + छिद् જુદું પાડવું ) છુટી પડેલી Separated. મૃગલી ( સં. मृग હરણ ) હરણી She-deer. એકલી-નિરાધાર.

પ૧૯. લવણ (સં.) નીમક Salt. ફીકું (સં. स्फीत સફેદ) મોળું Tasteless. ભાવ (સં.) રૂચી Appetite.

પ૨૦. કી કી (સં. कनीनिका ) ડોળો Pupil.

પ૨૧. ઘડો......ઠીકરી—જ્યારે ઘડો ભાંગે ત્યારે કકડા રખડે છે When a pot is broken, its pieces are of no use.

પ૨૨. કંસાર ( સં. कण અનાજ + सार તત્વ ) લાપસી; ઘઉંના લોટની અથવા તો ફાડાંની ઘીમાં શેકી ગોળના પાણીમાં બનાવવામાં આવતી ચીજ Preparation of half-ground wheat or its flour in ghee and joggery water.

પ૨૩ શિદ—શા માટે. ઉપહાસ ( સં. ) મશ્કરી Ridicule. પાંચપચાસ—આસરે પચાવન ( સં. पंच पंचाशत् )

પ૨૪ શંખતાળ...ઢંગ—શંખ, કાંસીઆં, તુળસીની માળાઓ અને ઝાંઝ લાવ્યાં છો એ શું મોસાળું કરવાની રીત છે. ઢંગ ( સં. दंभ ઢોંગ ) રીત Manners.

પ૨૫. ન હોય તો—મોસાળું કરવા માટે કાંઇ ન હોય તો.

પ૨૬ મેહેતે મસ્તક મૂક્યો હાથ—નરસિંહ મેહેતાએ પુત્રીના માથાપર હાથ મૂકી દિલાસો આપ્યો Narasinh Mehta consoled his daughter placing his hand on her head.

કૃષ્ણ ભગવાન દામોદર દોશી.

કુંવરબાઇ રડી એટલે મેહેતે તેના મસ્તકપર હાથ મૂકી ધીરજ આપી તેના સાસરીયાના જેટલા માણસને પેહેરામણી આપવી હોય તેટલાનાં નામ લખી લાવવા મોકલી. જેથી કુંવરબાઇએ સાસુ પાસે આવી માણસોના નામનો અને મોસાળામાં જોઇતી ચીજોનો ખરડો ઉતરાવવા કહ્યું. તેની વડ સાસુએ મેહેતાને શ્રીકૃષ્ણ સહાય જાણી આખી નાગરની નાતને પેહેરામણી અપાવવા કુંવરબાઇને ખરડો ઉતરાવવા માંડયો; છેવટે કુંવરબાઇની નણંદીએ મશ્કરી કરી મોસાળાની બધી વસ્તુ સાથે બે પાણા પણ લખાવ્યા. વડ સાસુએ બહુ મોટો ખરડો ઉતરાવવાથી કુંવરબાઇ કચવાતી બાપ પાસે આવી. બાપે તેને શ્રી કૃષ્ણમાં વિશ્વાસ

રાખવા કહ્યું. મોસાળાનો સમય આવતાં મેહેતે મંડપમાં ઠાલી છાબ મૂકી; તે જોઇ કુંવરબાઇની નણંદે તે ઉડી ન જાય માટે પાણા મૂકવા ટોણું કહ્યું; જેથી કુંવરબાઇએ નિશાશો નાંખ્યો, તેને સાનથી મેહેતે ધીરજ આપી, શ્રી કૃષ્ણનું ભજન કરી ધ્યાન કર્યું. એટલે શ્રી વિષ્ણુ દામોદર દોશી રૂપે અને લક્ષ્મીજી કમળા રૂપે આવ્યા અને સૌને મળ્યા તેનું વર્ણન આપેલ છે.

**દોશી** (સં. **દોસ** હાથ) કાપડીઓ Draper. નોટ—કાપડીઆ લોકો ગાંઠડી હાથપર ભરાવી લઇ જતા હોવાથી દોશી કહેવાય છે.

૫૨૭ **ઉધડકી**—ચમકી Being startled. **વદત** ( સં. **वद्** બોલવું ) બોલે છે. ગરૂડ ( સં. ) પક્ષીઓનો રાજા Eagle. એ કસ્યપ અને વીનતાનો પુત્ર હતો. એ સર્પનો કટ્ટો વૈરી અને અરૂણનો મોટો ભાઇ હતો. એક વખત તેની મા વીનતા અને એ રમાન મા કદ્રૂ વચ્ચે સૂર્યનાં ઘોડાઓનાં રંગ વિષે વાદ થતાં વીનતા હારી જવાથી તેને સર્પની મા કદ્રૂની ગુલામ થઇ રહેવું પડયું. તે ગુલામગીરીમાંથી છોડાવવા કદ્રૂએ પોતાનાં પુત્રો સર્પોને અમર કરવા ઇંદ્ર પાસેથી અમૃત મંગાવ્યું તે ગરૂડે લાવી આપ્યું, ને વીનતાને છોડાવી; પણ ઇંદ્રે અમૃત પાછું લઇ લીધું. જેથી સર્પો અમર થઇ શકયા નહિ. ગરૂડ વિષ્ણુ ભગવાનનું વાહન છે, તેનો રંગ સુવર્ણ, સફેદ મુખ, અને પોપટની ચાંચ જેવું નાક કલ્પેલું છે. એક વખત હનુમાન દ્વારિકામાં આવેલા ત્યારે ગરૂડને તેની સાથે યુદ્ધ થયું, તેમાં બંનેને પોતાનાં સ્વામીનો અહંકાર હતો, તે શ્રી કૃષ્ણે રામ તથા વિષ્ણુરૂપે બંનેને દર્શન દઇ તોડયો હતો.

૫૨૮. **ચતુરાં** ( સં. **चतुर** ચાલાક ) ચાલાક સ્ત્રી, લક્ષ્મીજી. **ચતુર્ભુજ** ( સં. **चतुर्** ચાર + **भुज** હાથ ) ચાર હાથવાળા,

શ્રી વિષ્ણુ. **નષ્ટ** ( સં. **नश** મરવું ) મુઆ; નઠારા Wicked. **ગત** ( સં. **गति** ) રીત.

**૫૩૦. હઠ** ( સં. ) આગ્રહ. **ગયા વિના નવ સરે**—ગયા વગર ચાલે એમ નથી We can't but go. **રિદ્ધ સિદ્ધિ** ( સં. **ऋद्धि सिद्धि** ) ધન દોલત. **સખી** ( સં. ) સ્ત્રી.

**૫૩૧. હેમ સાંકળાં** ( સં. **हेम** સોનું; **शृंखला** સાંકળ ) સોનાનાં સાંકળાં Golden wristlets. **નંગ બહુ નિર્મળાં** ( સં. **नंग** આશક; **बहु** ઘણાં; **निर्मल** ચોખ્ખું ) રત્નો બહુ ચોખ્ખાં હોય એવાં. **અંગ સારો**—( સં. **अंग** શરીર; **सृ** સરવું પ્રેરક સારવું ) શરીરનો લઇ જાઓ Take with you for the body.

**૫૩૨. રીત ને ભાત્ય** ( સં. **रीति** રિવાજ; **भाति** જ્ઞાન ) જ્ઞાતિનાં રિવાજ મુજબ આપવાની ચીજો Things according to caste customs and fashions. **રોકડ રખે વિસરો**—ધ્યાન રાખજો રોકડું નાણું લેતા ભૂલતા નહિ. **દીન** ( સં. ) લાચાર Destitute. **કરગરે**—વિનવે છે Beseeches.

**૫૩૩. ચીર ચરણાં** ( સં. **चीर** ઓઢવાનું વસ્ત્ર ) સાલ્લા અને ઘાઘરા Upper cloths and petticoats. **હોય ચતુરે વણ્યાં**—જે હુશિઆર વણકરે વણ્યા હોય એવા અર્થાત્ સારી વણાટનાં Of good texture. ( સં. **वे** વણવું ). **અધિક...... જાણો**—એક એકથી કિંમતમાં ચડે એવાં.

**૫૩૪. સ્વપ્ને કો નવ પડે**—સ્વપ્નમાં પણ કોઇને મળે નહિ એવા Such as one can never dream of. **નામ કો નવ જડે**—કોઇએ સાંભળ્યાં ન હોય એવા Never heard of.

**૫૩૫. પાર** ( સં. ) છેડો. **માગે મુખ બોલતાં વદત વાણી**—મન માન્યું ભલે માગે એમ શ્રી વિષ્ણુભગવાન કહે છે.

૫૩૮. શેઠ ( સં. श्रेष्ठिन् ) વેપારી. સારંગ પાણિ ( સં. शार्ङ्ग ધનુષ + पाणि હાથ ) ધનુષધારી વિષ્ણુ. શેઠાણી—શેઠની સ્ત્રી.

૫૩૯. નંદ સુનંદ—ગરૂડનાં નામ છે. વસ્ત્ર ગાંઠડીઓ ( સં. वस्त्र કપડું; ग्रन्थ् બાંધવું ) કપડાંનાં પોટલાં.

૫૪૦. ધમકે ધોરીને ઘુઘરમાળ રે—બળદની ઘુઘરાવાળી કંઠી ધમધમ થતી હતી ( સં धुर् ધોંસરી; घर्घरामाला ઘુઘરમાળ ) A string of little bells was rumbling round the neck of the bullocks.

૫૪૧. વાણોતર દશ વીશ રે ( સં. वाणिज्य વેપાર; दशन् દશ; विंशति વીશ ) આશરે દશથી વીશ નોકર.

૫૪૩. છડીદારે વાટ મુકાવી રે ( સં. यष्टि છડી+ફા. दार् રાખતાં, સં. धृ પકડવું; वाट બંધ જગ્યા; मुच् છોડવું ) ચોપદારે રસ્તો કરાવ્યો The sceptre-bearer cleared the way.

૫૪૪. વેહેવારિયો ( સં. व्यवहार વેપાર ) વેપારી Dealer.

૫૪૫. ત્રિભુવન ભૂપ રે ( સં. त्रिभुवन ત્રણ લોક + भूप રાજા ) શ્રી વિષ્ણુ. વહાલે ( સં. वल्लभ વ્હાલું ) પ્રય પ્રભુએ. લીધું વણિકનું રૂપ ( સં. वणिक् વેપારી; रूप વેશ ) વેપારીનો વેશ ધારણ કર્યો Put on the disguise of a merch nt.

૫૪૬. સાંચર્યા ( સં. सं + चर् જવું ) ગયા.

૫૪૭. ખટદર્શને ખોળ્યો ન લાધે રે ( સં. षड्दर्शन ખટદર્શન—યોગ, સાંખ્ય, વૈશેષિક, ન્યાય, પૂર્વમિમાંસા અને ઉત્તરમિમાંસા નામનાં છ જ્ઞાન આપનાર દર્શનશાસ્ત્ર ) છ દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરી મથવાથી પણ જેનો પાર પામી શકતા નથી Who cannot be fathomed by the deep study of philosophical scriptures like six Darshanas. ઉમયાવર

( સં. उमा પાર્વતી + वर સ્વામી ) મહાદેવજી. આરાધે ( સં. आ + राध् ) ધ્યાન ધરે.

૫૪૮. જાગે રે ( સં. याग યજ્ઞ ) યજ્ઞો કરતાં પણ. અણુવાણે પાગે રે ( સં. अन् વગર + वाहन વાહન; पाद પગ ) ઉઘાડે પગે Bare-footed.

૫૪૯. ચૌદ લોકનો ( સં चतुर्दश ચૌદ + लोक દુનીયા ) ચૌદ ભુવનનો Of the fourteen worlds. નોટ—ચૌદ લોકનાં નામઃ–ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક મહર્લોક, જનર્લોક, તપર્લોક અને સત્યલોક કે બ્રહ્મલોક એ સાત ઉપરનાં સ્વર્ગીય એક પછી એક ચડતા લોક છે; અને અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાળ એ સાત નીચેનાં એક પછી એક ઉતરતા લોક છે. બજાજ ( અરબી–बज़्ज़ाज़ ) કાપડીઆ Cloth-merchant.

૫૫૦. વાઘા—વસ્ત્ર Dress. કેશર છાંટે રે ( સ. केशर કેશર; छटा ગાંગડા ) કેશરનાં છાંટાથી with saffron-coloured stains. બાંધી પાઘડી અવળે આંટે રે ( સં. बंध् બાંધવું; प्राभृतम् ઇનામ; अ + वल् ફરવું; आवर्त ગોળ ફેરવવું ) ચાલાકીથી આડા આંટાવાળી પાઘડી પેહેરેલી છે Has made up a turban in characteristic twists.

૫૫૨. નેત્રપ્રલંબ ( સં. ) આંખનો ભાગ Outer corner of the eyes.

૫૫૩. જામા ( ફા. जामा ) ઝભો Long robe. પટકા ( સં. पट વસ્ત્ર + क લઘુત્વદર્શક પ્રત્યય ) ફેંટા Small turbans. પધારે ( સં. प्र + धृ આગળ પકડવું ) ચાલે છે.

૫૫૫. વેઢ ( સં. वेष्टित વીંટેલું ) આંગળીઓમાં પેહેરાતાં

વેઢલાં Finger-rings. **મોજાં** ( ફા. **मोज़ः** મોજું ) મોજડીઓ Slippers. **સામળિએ** ( સં. **श्याम** કાળું ) ભગવાને.

૫૫૬. કોણે—કેટલાકોએ. ઝોળા—ઝોળીઓ; કોથળીઓ Swing-bags.

૫૫૭ **સજ** ( સં. **सज्ज** ) તૈયાર. **ઉદ્ધવનાં** ( સં. **उद्धव** ) શ્રી ભગવાનનાં. **ગજ** ( સં. **यव** જવ ) બે ફુટનું માપવાનું ઓજાર Measure of two feet. **નોટ—**માપણીનું પ્રાથમિક સાધન **શાસ્ત્રમાં** જવ ગણેલું **છે.**

૫૫૮. કમળા ( સં. **कमला** ) લક્ષ્મી. **સભા મોહી જોઇ શેઠાણી રે**—શેઠાણી ( લક્ષ્મીજી ) ને જોઇને આખી સભાનાં જનો સ્તબ્ધ થઇ ગયા All men gathered there were charmed to see the wife of the cloth-dealer.

૫૫૯. **ઉતર્યા નાગરીઓના અભિમાનરે** ( સં. **उद् + तॄ** ઉતરવું; **अभिमान** ગર્વ ) નાગરાણીઓના સૌંદર્ય સંબંધી અહંકાર પડી ગયા અર્થાત્ તેઓ ઝંખવાણી પડી ગઈ Nagar females felt shy of their beauties. **શશિયર ભાણ રે** ( સં. **शशि** ચંદ્ર; **भानु** સૂર્ય ) ચંદ્ર અને સૂરજ. જાણે...... ભાણ રે- ચંદ્ર કે સૂરજના ઉગવાથી જેમ રાત્રિ કે દિવસ શોભે છે તેમ સભા સમય વિષ્ણુ અને લક્ષ્મીના આવવાથી શોભી રહી.

૫૬૦. **ભાલ** ( સં. ) કપાલ Forehead. **રાજે રે** ( સં. **राज्** શોભવું ) શોભે છે. **રત્નજડિત** ( સં ) રત્નથી જડેલી Set with jewels. **રાખડી** ( સં. **रक्ष्** રક્ષણ કરવું ) કુદૃષ્ટિની રક્ષા માટે બાંધવામાં આવતું આભૂષણ Ornament for protection from evil eyes. **છાજે રે** ( સં. **सज्ज** શણગારેલ ) શોભે છે.

૫૬૧. **ચંચળ ચાલે રે** (સં. **चंचल** ચંચળ; **चल्** ચાલવું) ચકર વકર ફરે છે Move actively. **ખંજન** ( સં. ) ખંજન

નામના ચકલીની જાતનાં પૂંછડી તથા આંખ હલાવનારાં ભુરાં પક્ષી Species of wagtail. **કે શું ખંજન પડયાં ગાલે રે**—જાણે ખંજન પક્ષીને તેની નેત્ર ચપળતામાં હરાવતા હોય ( સં. **गल्** ગળવું નું પ્રેરક ગાળવું) **As** if defeating the Khanjana in the activity of its eyes.

૫૬૬. **છે અધર બિંબ પરવાળાં રે**—હોઠ પરવાળાં જેવા લાલ છે ( સં. **अधर** હોઠ; **बिंब** ગોળ ભાગ: **प्रवाल** પરવાળું ) Orbs of the lips are red like coral. વેણ **વિશાળાં** રે (સં. **वेणी** વાળની ગુંથેલી સેર; **विशाल** વિશાળ ) વાળની મોટી સેરો Long braids of hair.

૫૬૩. **બાજુબંધ** ( ફા. **बाजु**; સં. **बाहु** હાથ + **बंध** બાંધવું ) હાથનું ઘરેણું Bracelet. **ગળુબંધ** ( સં. **गल** ગળું; **बंध** બાધવું ) ડોકનું ઘરેણું Neck-lace.. **માળ**-માળા. **નાકવેસર** (સં. **नाक** સ્વર્ગ; **विध** વિંધવું ) નથ Nose ring. **ઝાક ઝમાળ**-ચક ચકિત Brilliant.

૫૬૪. **કટિ......ઘંટાળી** રે—કેડે ઝીણી ઘુઘરીઓનો કંદોરો ઘમ ઘમ થાય છે ( સં. **कटि** કેડ; **क्षुद्र** ઝીણી; **घंट** + **आवली** ઘુઘરીઓની હાર, ઘંટાળી ) A band of small bells rumbles round the waist. **પહેરણ** ( સં. **परि** + **धा** ધરવું ) પહેરવાની. **ચંપકવર્ણી** ( સં. **चंपक** ચંપો + **वर्ण** રંગ ) ચંપા જેવા પીળા રંગની. **સાડી** ( સં. **शाट** ) સાલ્લો Upper garment of women.

૫૬૫. **ઝાંઝર**—નેવરી Anklets. **ઉજ્વળ** ( સં. **उद्** + **ज्वल्** પ્રકાશવું ) ઉજળા. **વિંછુવા** ( સં. **वृश्चिक** વિંછી ) પગનાં અંગુઠાના કરડા. Toe-rings. **અણુવટ** ( સં. **अन्य** બીજી + **वेष्ट्** વીંટવું) બીજી આંગળીઓની વીંટીઓ Finger-rings of the leg.

૫૬૬. જડાવ ચૂડા—રત્ન જડિત ચૂડલા Wristlets set with jewels. કાંકણુ (સં. कंकण) બંગડી Bracelet. ખળકાવે રે—ખખળે છે. માયા મેહેતીરૂપે આવે રે—લક્ષ્મીજી વેપારીની સ્ત્રીના વેશે આવે છે (સં. माया લક્ષ્મી) Lakshmi comes in the disguise of the wife of a trader.

૫૬૮. લલિતા વિશાખા બે ખવાસી રે—લલિતા અને અને વિશાખા નામની બે ખીજમતગાર (અરબી खवास ખીજતમાં રહેનાર). ભક્તિ મુક્તિ ચારે દાસી રે—ભક્તિ, મુક્તિ એમ મળીને ચાર દાસીઓ છે.

૫૬૯. સજોડે (સં. स સાથે + जुड् જોડવું) પતિ પત્ની સાથે In couple. દેવાધિદેવ (સં.) દેવમાં મુખ્ય Chief among gods. તતખેવ રે (સં. तत् તે + क्षण ક્ષણ + एव જ) તેજ ક્ષણે Instantly.

૫૭૦. માધવજી (સં. मा લક્ષ્મી + धव સ્વામી) વિષ્ણુને.

૫૭૧. સુંદરશ્યામ (સં.) વિષ્ણુ. પ્રકટ (સં.) જાહેરમાં In public. રખે—રખે જો Lest.

૫૭૨. ચરચ્યોરે (સં. चर्च् ચરચવું) કરો.

૫૭૩. રણછોડ (સં. ऋण કરજ + सृज् છોડવું) વિષ્ણુ.

૫૭૬. કહેતામાં—કહ્યાની સાથે Being told to. ભીડયાં (भिद् ભેદવું) ભેટયાં.

૫૭૮. સેં બેચારરે—બસેં ચારસેં About two to four hundred.

૫૭૯ વેવાણ—વેવાઇની સ્ત્રી (સં. वैवाहिका)

૫૮૦. કોકિલા સ્વરે અમૃત વાણી (સં. कोकिल કોયલ + स्वर સુર; अमृत वाणी મધુર વચન) કોયલ જેવા તીવ્ર અવાજે મધુર વચનથી With sweet words as shrill as the sounding of a cuckoo.

૫૮૧. જાણીયા ( સં. ज्ञा જાણવું ) ઓળખ્યા. બ્રાહ્મણ ( સં. ब्रह्मन् બ્રહ્મ ) બ્રહ્મને જાણનાર; બ્રાહ્મણ. નોટ–મનુષ્યની ચાર જાતિ બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્રમાંથી બ્રાહ્મણ પહેલી અને ગુરૂપદવી ભોગવતી જાતિ છે, તે બ્રહ્માનાં મુખમાંથી ઉત્પન્ન થયેલ કહેવાય છે. તેને વેદ ભણાવવો અને ભણવો, દાન દેવું અને લેવું તથા યજ્ઞ કરવા અને કરાવવા કહેલ છે. એને દ્વિજ તથા વિપ્ર કહે છે. વાણિઆ:— વેપારી; વૈશ્ય. નોટ—મનુષ્યની ચાર જાતિમાંથી વૈશ્ય ત્રીજી અને વેપાર કરનારી જાતિ છે. તેને દાન દેવા, યજ્ઞ કરવા તથા વેદ ભણવા કહેલ છે. તેને ઉપનયન સંસ્કારનો અધિકાર હોવાથી દ્વિજ પણ કહે છે.

૫૮૨. કોઠી ( સં. कोष्ठ ભંડાર ) વખાર Big Shop. ઓથ ( સં. अव નીચે + स्तृ ઢાંકવું ) મદદ Support.

૫૮૪. સોનૈએ ( સં. सुवर्ण સોનું ) સોનાનાં સિક્કાઓથી With gold coins.

૫૮૬. શ્વાસે ભરાણી રે ( સં. श्वास શ્વાસ; भृ ભરવું સહ્યભેદ ) આતુર થઇ ગઇ Began to pant.

૫૮૭ શ્રી જદુરાઇ રે ( સં. श्री यदुराय ) યાદવકુળનાં રાજા શ્રીકૃષ્ણ.

૫૮૮. કરૂણાસાગર ( સં. ) દયાનાં સમુદ્રરૂપી ભગવાને.

૫૮૯. વનમાળી ( સં. वनमालिन् ) તુળસીની માળા પહેરનાર ભગવાન. પેહેરામણી ( સં. परि + પહેરવાનું પ્રેરકરૂપ પહેરાવવું ) મોસાળું Dowry. સંભાળી રે ( સં. सं સાથે+माल કપાળ) સાવચેતીથી Cautiously.

૫૯૧. અમો......કામરે–અમારા જેવા નોકરનું કામ હોય તે કહેજો Please to order me for any thing as you would your servant.

## કુષ્ણનું કપટ.

આ પ્રેમાનંદે બનાવેલા અભિમન્યુ આખ્યાનમાંનું કડવું ૧૧મું છે. આ આખ્યાનની કથા મહાભારતનાં દ્રોણ પર્વમાં કહેલ છે. પાંડવ કૌરવનાં મહાભારત યુદ્ધમાં દશમે દિવસે ભીષ્મ પિતામહ કુરુક્ષેત્રમાં બાણ શય્યાએ પડવાથી કૌરવ સૈન્યના સેનાપતિ દ્રોણાચાર્યને નીમવામાં આવ્યા તેને અર્જુને તથા અભિમન્યુએ બે દિવસ સુધી યુદ્ધમાં હંફાવવાથી દુર્યોધને દ્રોણાચાર્ય પાસે જઇ અભિમન્યુને મારવા પ્રતિજ્ઞા લેવડાવી. તેથી શ્રી કૃષ્ણ તે પ્રતિજ્ઞા સત્ય કરવા અર્જુનને ત્યાંથી લઇ ગયા. મામા ભાણેજનાં આવા વેરનું કારણ જનમેજય રાજાએ વૈશંપાયન મુનિને પૂછવાથી તેણે તેને કથા કહેલી છે, તે હકીકત અભિમન્યુ આખ્યાનમાં વર્ણવેલી છે.

પૂર્વ જન્મમાં અયદાનવ નામનો અસુર મહાદેવજીનું તપ કરી કોઇ પણ રીતે પોતાનું મરણ ન થાય એવું અભય વરદાન મેળવી શોણિતપુરમાં રાજ્ય કરતો હતો; અને ઇંદ્ર વિગેરેને હરાવી ઉપદ્રવ કરતો હતો. મહાદેવજીએ તે કૃષ્ણ શિવાય કોઇથી મરે નહિ એવું વરદાન આપેલ હોવાથી સૌ દેવોએ દ્વારિકામાં શ્રી કૃષ્ણ પાસે આવી તેને મારવા વિનતી કરી. એટલે શ્રીકૃષ્ણ બળરામને લઇ શોણિતપુર તરફ તેને મારવા ગયા. અયદાનવ તથા શ્રી કૃષ્ણ વચ્ચે દારૂણ યુદ્ધ થયું તેમાં બળરામ નાઠા, અને શ્રી કૃષ્ણને પ્રથમ અયદાનવે હરાવ્યા, પણ પછી શ્રી કૃષ્ણે સુદર્શન ચક્રથી તેનું મસ્તક કાપી નાંખ્યું; અને સૈન્ય પાસે તે શેહેર લુંટાવ્યુ. આ વખતે અયદાનવની એક સ્ત્રીને પેટમાં ગર્ભ હતો, તે પોતાને પીયર તેના પિતા પુંડરિક પાસે ચાલી ગઇ. ત્યાં તેને પુરા નવ માસે એક પુત્ર જન્મ્યો, જેનું નામ અહિલોચન પાડયું. અહિલોચનની બાળચેષ્ટાનાં તોફાનથી ત્યાંના સર્પ કુંવરોએ તેને કોઇનો દીકરો અને કોઇકને ત્યાં ઉછર્યો કહી મેહેણું આપ્યું. તેથી તેણે પોતાની માને પોતાના પિતા

વિષે પૂછ્યું એટલે તેણીએ સર્વ હકીકત કહેતાં અહિલોચને કૃષ્ણને મારી કટકા કરવા પણ લીધું, અને મહાદેવજીનું તપ કરવા ગયો. મહાદેવજી પ્રસન્ન થતાં શ્રી કૃષ્ણનું પોતાને હાથે મરણ થવાનું વરદાન તેણે માગ્યું. આથી મહાદેવે તેને એક પેટી આપી; તેમાં શ્રી કૃષ્ણને પકડી પુરી તાળું દેવાથી તે મરણ પામવાનું કહી પોતે અંતર્ધ્યાન થયા. અહિલોચન આ પેટી લઇ પોતાની મા પાસે આવ્યો ને શ્રીકૃષ્ણને પકડવા જવા રજા માગી. તેની માએ તથા બીજાઓએ વાર્યો, પણ તે નહિ માનતાં સજ્જ થઇ પેટી માથે લઇ દ્વારકાનો મારગ પૂછતો ચાલ્યો. આ શ્રી કૃષ્ણને જાણ થતાં તેણે શુક્રાચાર્યનું રૂપ ધરી વૃદ્ધ જેવે શરીરે અહિલોચનના માર્ગમાં ઉભા રહી પેટી વિષે હકીકત પૂછી; ને તેને શીખામણ દઇ દયા ખાવા માંડી. અહિલોચને પેટીની વાત કહી સંભળાવી; એટલે શુક્રાચાર્યના વેશ ધારી શ્રી કૃષ્ણે તેને તેના બાપનું વેર લેવા માટે ઉશ્કેર્યો. પણ ત્યાં જતાં પેહેલાં પેટીમાં શ્રી કૃષ્ણ જેવો બળિયો સમાશે કે નહિ તેની ખાત્રી કરવા અહિલોચનને પોતાને પેટીમાં પેસી જોવા ભલામણ કરી. આ વચન ઉપર અહિલોચનને અણુવિશ્વાસ ઉત્પન્ન થતાં શ્રી કૃષ્ણે ખરા શુક્રાચાર્ય તરીકે દિનશાસો નાંખી તેની શ્રદ્ધા દ્રઢીભુત બનાવી. પેટીમાં પેસતાં પેસતાં પણ તે સંકોચાતો હોવાથી શ્રી કૃષ્ણે શ્રી કૃષ્ણના બાપના સોગંદ, માસી તથા મામો માર્યાના સોગંદ તથા એકત્રીશવાર પરશુરામે પૃથ્વી નક્ષત્રી કર્યાનાં પાપનાં સોગંદ લેતાં અહિલોચનને ખાત્રી થવાથી તે અંદર બરાબર સુતો કે શ્રી કૃષ્ણે પેટીનું દ્વાર બંધ કરી તાળું દીધું. તે સમયે અહિલોચને પેટીનું દ્વાર ખોલવા વિનતી કરી તે આંહિ વર્ણવેલ છે.

કૃષ્ણ (સં.) દ્વારિકાનો યાદવ રાજા. એ શ્રી વિષ્ણુનો આઠમો અવતાર હતો, એના પિતા વસુદેવ તથા માતા દેવકી હતાં. તે મહાભારતનાં યુદ્ધમાં પાંડવોના સહાયક હતા, તેણે મથુરાનાં રાજા,

પોતાના મામા કંસદાનવને મારી તેના પિતા ઉગ્રસેનને રાજ્ય સોંપ્યું હતું, તથા બીજા અનેક દાનવો તથા પાપીઓને મારી ધર્મ ચલાવ્યો હતો. મહાભારતનાં યુદ્ધમાં અર્જુનને તેણે પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવી ગીતારૂપી જ્ઞાનનો બોધ કર્યો હતો. તેને ૧૬૦૦૦ રાણીઓ હતી. તેમાં રૂક્મિણી, જાંબુવંતી, ભદ્રા, સત્યભામા, સત્યા, લક્ષ્મણા, કાલિંદી તથા વૃંદા એ આઠ પટરાણી હતી. તેનાં જન્મ વખતે માત-પિતા જેલમાં હોવાથી તેનો પિતા તેને પોતાના મિત્ર નંદને ત્યાં ગોકુળમાં મૂકી આવતાં ત્યાં તે ઉછર્યા હતા; તેથી તે નંદનંદન પણ કહેવાય છે. તેણે બાળપણમાં અનેક લીલાઓ કરી હતી, તે તેનાં ભક્તો ભજનમાં ગાય છે (જુઓ-૨૯ વાસવ, ૫૫ વિષ્ણુ, ૬૩૩, ૬૩૪, ૬૩૫, ૬૩૬ વિગેરે).

કપટ (સં.) દગો Fraud.

૫૯૨. વ્યંગ (સં. वि વગરનું + अंग અંગ) ભાંગ્યુંતૂટ્યું Topsy-tury; Mutilated talk.

૫૯૩. અગ્નિ (સં.) દાહ Burning heat.

૫૯૪. હસ્યાનો ઠાર (સં. हस હસવું; स्था ઉભવું) મશ્કરી કરવાનું ઠેકાણું.

૫૯૫. વિલંબ (સં. वि વિશેષ + लंब લંબાવવું) ઢીલ Delay. પલકનો (સં. पल) ક્ષણનો. નિર્ધાર (સં.) ચોક્કસ.

૫૯૬. હવડાં—હમણાં. શુક્રાચાર્ય (સં.) દૈત્ય ગુરૂ. દેવ તથા દાનવોની લડાઇમાં અસુરો મરણ પામતાં તેમને તે પોતાના મંત્રના સામર્થ્યથી સજીવ કરતા. બલિરાજાના યજ્ઞમાં વામનજીએ ત્રણ ડગલાં પૃથ્વી માગી, ત્યારે બલિરાજાને તે ન આપવા ઘણું સમજાવવા છતાં બલિરાજા નહિ માનવાથી પાણીની ઝારીના નાળચામાં તે ભરાઇ બેઠા. બલિરાજાએ સંકલ્પ કરતાં નાળચામાંથી પાણી નહિ પડવાથી વામન ભગવાને તેમાં સળી ખોસવાથી શુક્રાચાર્યની એક

આંખ ફૂટી જતાં તે એક આંખે કાણા થયા. તેનું બીજું નામ ભૃગુ પણ છે.

૫૯૭. વ્હાલા—હિતેચ્છુ Well-wisher. વેર વાળો છો (સં. वैर વેર; वर्त् ફેરવવું) વેર વાળો છો Take revenge.

૫૯૮. ભૃગુના (સં. भृगु) ભૃગુ ઋષિના; ૨ જમદગ્નિ. (૧) મનુએ ઉત્પન્ન કરેલા દશ આદિ પિતાઓમાંના ભૃગુઋષિ એક છે. એક વખત મુનિઓમાં બ્રહ્મા, વિષ્ણુ તથા શિવમાંથી કોણ મોટા છે તે વિષે મુનિઓમાં વાદ વિવાદ થતાં, ત્રણે દેવોની પરીક્ષા કરવા તે ગયા. પહેલા બ્રહ્મા પાસે જતાં તેને નમસ્કાર નહિ કરવાથી તે ગુસ્સે થયા; આથી ભૃગુએ તેની માફી માગી શાંત પાડયા; પછી કૈલાસમાં મહાદેવ પાસે ગયા, ત્યાં તે પાર્વતી સાથે વિહાર કરતા હતા. પછી છેવટે વિષ્ણુ પાસે જતાં તે સૂતા હતા તેને લાત મારી જગાડયા. શ્રી વિષ્ણુએ જગતાંજ મુનિના પગ ચાંપવા માંડયા, કે રખે તેના પગને વાગ્યું હોય. આવી રીતે તેનામાં દયા અને ક્ષમાનાં ગુણ જોઇ તેને સર્વોત્તમ દેવ માન્યા. બ્રહ્માને તેનાં ક્રોધ માટે તેની પૂજા નહિ થવાનો, અને શિવને વિહાર કરતા જોવાથી તેની લિંગ રૂપે પૂજા થવાનો ભૃગુએ શાપ દીધેલો કહેવાય છે. (૨) જમદગ્નિ એ પરશુરામના પિતા હતા; અને તે ઋચિક અને સત્યવતીનાં પુત્ર હતા. તે બહુજ વિદ્વાન મુનિ હતા; તેની સ્રીનું નામ રેણુકા હતું. તેનાથી તેને પાંચ પુત્ર થયા હતા. એક સમયે રેણુકા ગંગાજીમાં નહાવા ગઇ ત્યાં ચિત્રરથ ગાંધર્વને અપ્સરા સાથે ક્રીડા કરતો જોતાં, તેનું મન ચલિત થવાથી, તેવા પાપી મને પોતાના પતિ પાસે ઘેર ગઇ. ત્યાં તેનું તેજ નષ્ટ થએલું જોઇ જમદગ્નિ અતિ ક્રોધી હોવાથી તેણે પોતાના પુત્રોને તેનું મસ્તક કાપી નાંખવા હુકમ કર્યો. પહેલા ચાર પુત્રોએ હુકમ માન્યો નહિ. પણ સૌથી નાના પુત્ર પરશુરામે (શ્રી વિષ્ણુનો અવતાર) તે હુકમ માથે ચડાવી માનું મસ્તક કાપી

નાંખ્યું. આથી તેના પિતાએ ખુશ થઇ વરદાન માગવા કહેતાં તેણે તેની માને જીવતી કરવા કહ્યું. તેથી જમદગ્નિએ રેણુકાને સજીવન કરી. ( જુઓ-૬૪૩ ભૃગુરૂપે ).

૫૯૯. અંત આવશે ( સં. अंत મરણ ) મોત થશે.

૬૦૦. બહીરપણું ( સં. बधिर બહેરો ) બહેરાપણું Deafness. હુવણાં– હવે. વાણ ( સં. वाणी ) વચન.

૬૦૧. આણ ( સં. आज्ञा ) સોગંદ.

૬૦૨. વ્યાપ્યું ( સં. वि + आप् પ્રસરવું ) પ્રસર્યું.

૬૦૩. મનોરથ ( સં. मनस् મન + अर्थ કામ ) મનની ઇચ્છાઓ. મનનાં......રહ્યા—કાંઇ આશાઓ ફળીભૂત ન થઇ All his desires remained unfulfilled. જમલોક ( સં. यमलोक) જમને દ્વાર In the domain of God of death. જાવું પડયું જમલોક—મરણ થયું Had to die.

૬૦૪. અંબુજ ( સં. अंबु પાણી + जन् ઉત્પન્ન થવું ) કમળ Lotus. બંધાય—પૂરાય. મધુકર ( સં. मधु + कृ કરવું ) મધમાખી Bee.

૬૦૫. આણી તમપર આશ—તમારાપર આશા રાખી Depending upon you that you would open it.

૬૦૬. ઘરમાં આણી ઘાત ન કીજે—પેટમાં પેસી પગ પોહોળા ન કરો, અર્થાત્ વિશ્વાસ બેસાડી હવે ન મારો Do not kill me after taking me into your confidence. જ્યારે ખોળે મૂક્યું શીશ—જ્યારે મેં તમારો વિશ્વાસ કર્યો When I confided in you. ( સં. शीर्ष માથું ).

૬૦૭. જે પોતાના..........જગદીશ—પોતાનું વ્હાલું હોય તેને મારવાથી ભગવાન પણ રાજી રહેતા નથી God is

annoyed with him who harasses one dearest and nearest to himself. દુભાશે ( સં. दुर्भग કમનસીબ ) રાજી રહેશે નહિ Will be annoyed.

૬૦૮. ભૃગુપિતામહ ( સં. भृगु શુક્રાચાર્ય; पितामह દાદા ) શુક્રાચાર્ય ગુરૂ. નિશ્ચય ( સં. निर् + चि ખાત્રી કરવી ) ખાત્રીથી.

૬૦૯. ટળવળીને—કકળીને Clamouring. ભેદશે દુઃખના બાણ ( સં. भिद् ભાંગવું; दुःख દુઃખ; बाण બાણ ) દુઃખરૂપી બાણ વીંધશે અર્થાત્ બહુ દુઃખી થશે.

૬૧૧. અહિલોચન ( સં. अहि સર્પ + लोचन આંખ ) અયદાનવનો પુત્ર. અવિનાશી ( સં. अ નહિ + विनाश નાશ ) અનંત એવા શ્રીકૃષ્ણ. ઓચરે ( સં. उद् + चर् ઉચ્ચરવું ) બોલ્યા Spoke.

કૃષ્ણ અને અહિલોચન.

અહિલોચનને પુર્યા પછી તેનાં કરગરવાથી શ્રીકૃષ્ણ તેને પોતાનું પોત પ્રગટ કરે છે; એટલે અહિલોચન તેને દગા માટે ફિટકાર આપે છે; તેનું વર્ણન આંહિ આપેલું છે.

૬૧૨. દુરીજનની ( સં. दुर्जन નીચ ) નીચની. દીનત્વ ( સં. ) દીનતાવાળી.

૬૧૪. તોય શે.........મારી—તો પણ તું મારી શક્તિ શા માટે ન જાણી શક્યો Still why did you not know of my prowess.

૬૧૫. કારણ કીધું ( સં. कारण कार्य ) કાર્ય કર્યું.

૬૧૬. તું—તને ( દ્વિતીયા વિભક્તીમાં પ્રથમા વાપરી છે ).

૬૧૭. જો હોય.........સાપ—જો આપણા ભોગ લાગ્યા હોય તોજ એક વખત પકડેલો સાપ સાણસામાંથી છૂટો મૂકવો,

અર્થાત્ સર્પને છંછેડ્યા પછી છૂટો મૂકવે આપણો જ તે નાશ કરે છે If we want our own ruin we should let loose a cobra once caught hold of by tongs. સાણસો ( સં. संदंश ડંખવું ) સાંડસો; લાકડાની પકડ Wooden tongs

૬૧૯. આફણીએ—તમારી મેળે Of yourself.

૬૨૦. સર્વથા ( સં. ) દરેક રીતે. જીવની ( સં. जीव ) જીવ્યાની.

૬૨૧. વેરણ (સં. वैरिणी ) દુશ્મન. તું જાણે—તું સમજ.

૬૨૨. ભોળો ( સં. भावालु પ્રેમવાળો ) મહાદેવજી. એ સહજમાં પ્રસન્ન થઇ પ્રેમ લાવતા હોવાથી ભોળા કહેવાય છે; ( જુઓ-૧૭૯. શિવ ). એક (સં.) એકરૂપ. As one.

૬૨૩. એમ—એવા. વિદાર્યા (સં. वि + दृ ચીરવું ) માર્યા. અનેક ( સં. अन् નહિ + एक એક ) ઘણા.

૬૨૪. વિશ્વંભરનાં ( સં. विश्व જગત્ + भृ પોષણ કરવું ) જગપાળક શ્રીકૃષ્ણનાં. હૈડે—દીલમાં. હુતાશન ( સં. ) દાહ; ક્રોધ.

૬૨૫. ઉત્પન્ન ( સં. उद् + पत् પેદા થવું ) પેદા થયા છે.

૬૨૭. વાંક ( સં. वंक વાંક ) અપરાધ. ભરવાડાનું ( સં. पर्वारी ) ભરવાડનું Of the Shepherd.

૬૨૮. વૃંદાવન ( સં. वृंदा તુળસી + वन વન ) ગોકુળ પાસેનું તુળસીનું વન.

૬૨૯. ગતિ ( સં. ) બુદ્ધિ. ગોવાળીઆને (સં. गोपाल) ગોવાળને To a cowherd. દયાય ( સં. दया ) મેહેર.

૬૩૦. પશુપાલજ ( સં. पशु જાનવર + पाल् પાળવું ) જાનવરના પાળનારને Herdsman. નોટ—જ નિશ્ચયાર્થ છે.

વહાયો ( સં. वह् વ્હેવુંનું સહભેદ Passive રૂપ વહાવું ) પૂર્યો Confined.

૬૩૧. અભ્યંતર ( સં. ) અંદર In the interior. નરકવાસ ( સં. ) પાપનું ફળ ભોગવવાનું સ્થાન, જ્યાં યમ દૂતો પાપીઓને અનેક પ્રકારનાં દુઃખો દે છે Hell. હજે તને—તું ભોગવજે.

૬૩૨. ગોવર્દ્ધનને ( સં. गो ગાય + वृध् વધવું ) ગોકુળ પાસે આવેલ ગોવર્દ્ધન પર્વતને. (જુઓ–૨૮ વાસવ).

૬૩૩. કેશી ( સં. केशिन् ) કંસે મોકલેલો રાક્ષસ દૂત. એને કંસે કૃષ્ણને મારવા ગોકુળ તરફ મોકલેલ પણ ત્યાં શ્રી કૃષ્ણે લડાઇમાં તેને મારી નાંખ્યો હતો. કંસ ( સં. कंस ) મથુરાનાં રાજા ઉગ્રસેનનો પુત્ર, તથા શ્રીકૃષ્ણનો મામો. તે અસુર હતો, તેણે પોતાનાં કાકા દેવકની પુત્રી દેવકીને વસુદેવ સાથે પરણાવી વળાવી ત્યારે દેવકીનો આઠમો પુત્ર કંસને મારશે એવી આકાશવાણી થવાથી વસુદેવ દેવકીને કારાગૃહમાં રાખ્યા; અને તેનાં છ પુત્ર મારી નાંખ્યા; સાતમો પુત્ર બળરામ ગર્ભમાંથીજ વસુદેવની બીજી સ્ત્રી રોહિણી, જે કારાગૃહમાં નહોતી, તેના ઉદરમાં ભગવાને મૂક્યો તેથી તેનો ત્યાં પ્રસવ થતાં તે બળરામ થયા; આઠમો પુત્ર શ્રી વિષ્ણુ પોતે કારાગૃહમાં અવતરતાં પોતે માયા વતાવી વસુદેવ દેવકીને પોતાનાં દિવ્ય દર્શન કરાવી નંદને ત્યાં ગોકુળમાં પોતાને મુકી ત્યાંથી કન્યા લાવી રાખવા કહ્યું. ગોકુળમાં રહી કૃષ્ણે કંસે મોકલેલા અનેક રાક્ષસોને માર્યા અને છેવટ મથુરા આવી કંસને મારી પદભ્રષ્ટ કરેલા કંસના પિતા ઉગ્રસેનને ગાદી આપી પોતાના માત પિતાને કારાગૃહમાંથી છોડાવ્યા. પછાડયો—માર્યો. તુજ બળને છે ધિક્કાર—એવા તારા દિવ્ય પરાક્રમને પણ ધિક્કાર છે, અર્થાત્ એને પણ તે કલંકિત કર્યું Fie upon your such godly valour

૬૩૪. રૂક્મિણીનું (સં. रुक्मिणी) વિદર્ભ દેશનાં રાજા ભિષ્મકની પુત્રીનું. તેનું લગ્ન પહેલાં તેના બાપે શિશુપાળ સાથે ઠરાવેલ હતું, પણ રૂકિમણી મનથી શ્રીકૃષ્ણને વરેલ હોવાથી પોતાનું હરણ કરવા શ્રીકૃષ્ણને બોલાવવાથી બળરામ તથા કૃષ્ણે આવી તેના ભાઇ રૂકિમનને હરાવી રૂકિમણીનું હરણ કરી દ્વારિકામાં જઇ પરણ્યા. રૂકિમણીથી શ્રીકૃષ્ણને પ્રદ્યુમ્ન નામે પુત્ર થયો હતો.

૬૩૫. જરાસંધને (સં. जरासंघ) જરાસંધને માટે એવી કથા છે કે મગધદેશનો રાજા વૃહદ્રથ કાશી રાજાની બે પુત્રીઓને પરણ્યો હતો તેને કાંઇ સંતાન ન હ હોવાથી ચંડકૌશિકઋષિએ પુત્ર પ્રાપ્તિ માટે આપેલ પ્રસાદી બંને રાણીઓએ અડધી અડધી ખાવાથી પુત્ર બે જુદે જુદે કટકે જન્મ્યો હતો, જે કટકાઓને ફેંકી દેતાં જરા નામની રાક્ષસીએ સાથે જોડવાથી તે સજીવન થતાં જરાસંધ કહેવાયો. તે પોતાનાં બાપનાં મરણ પછી મગધ અને ચેદી દેશનો રાજા થયો. જ્યારે તેણે કંસને શ્રીકૃષ્ણે માર્યાનું સાંભળ્યું ત્યારે તે અઢાર વખત મોટું સૈન્ય લઇ મથુરા ઉપર ચઢી આવ્યો, પણ દરેક વખત તેને હરાવવામાં આવ્યો. યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો, ત્યારે કૃષ્ણ અર્જુન તથા ભીમને લઇ જરાસંધે કેદ કરેલા રાજાઓને છોડાવવા ગયા, પણ જરાસંધે કોઇને છોડ્યા નહિ. તેથી ભીમે તેને દ્વંદ્વ યુદ્ધ કરવા ઉશ્કેર્યો; તેમાં ભીમે તેને હરાવીને માર્યો.

૬૩૬. નરકાસુરને (સં. नरकासुर) નરકાસુર માટે એવી કથા છે કે તે પ્રાગજ્યોતિષનો રાજા હતો, અને તે અદિતિનાં કુંડલ ચોરી ગયો હતો. તે શ્રીકૃષ્ણે તેને હરાવી લાવી આપ્યા હતા. બીજી કથા એવી છે કે તેણે હાથીનું રૂપ લઇ વિશ્વકર્માની પુત્રીનું હરણ કરી, તેનાપર બળાત્કાર કર્યો હતો; તથા ગાંધર્વોની પુત્રીઓ, અપ્સરાઓ, દેવોની તથા મનુષ્યોની પુત્રીઓ વિગેરેનું હરણ કરી જઇ પોતાનાં જનાનામાં લગભગ ૧૬૦૦૦ જેટલી સ્ત્રીઓ ભેળી કરી

હતી. આ બધી સ્રીઓને કૃષ્ણે નરકાસુરને મારી પોતાને ત્યાં રાખી હતી. નરકાસુર પૃથ્વીમાંથી પેદા થએલ હોવાથી તેને ભૌમ પણ કહે છે.

૬૩૭ પારિજાતિક પુષ્પને—એ સ્વર્ગનું ઇચ્છિત વસ્તુ આપનાર ફુલ છે. એક વખત શ્રીકૃષ્ણ સ્વર્ગમાંથી તે ફુલ લાવ્યા, તે તેણે રૂક્મિણીને આપ્યું, આથી સત્યભામા રીસાયાં. તેથી શ્રી કૃષ્ણે સ્વર્ગમાંથી તેને આખું ઝાડ લાવી આપ્યું.

(જુઓ–૨૮, ૧૨૬, ૬૬૭).

૬૩૮. પ્રહ્લાદની ( સં. प्रह्लाद ) એ હિરણ્યકશિપુનો પુત્ર અને શ્રીકૃષ્ણનો પરમભક્ત હતો. તે આગલા જન્મમાં બ્રાહ્મણ હતો, તેનાં પૂર્વજન્મનાં સંસ્કારથી તેનામાં વિષ્ણુભક્તિ રાક્ષસને પેટે અવતાર થતાં પણ કાયમ રહી. તેનો પિતા દાનવ હોવાથી દેવોનો દુશ્મન હતો; તેથી પ્રલ્હાદ વિષ્ણુ નામ લેતો તે તેને પસંદ નહોતું. એટલે પ્રલ્હાદને અનેક અસહ્ય દુઃખો દીધાં; તેમાંથી વિષ્ણુ ભગવાને તેને બચાવ્યો. હાથીના પગ તળે કચરાવ્યો, પર્વત ઉપરથી પછાડયો છતાં પણ પ્રલ્હાદનો વાળ વાંકો થયો નહિ. તેથી તેણે તેને રાજસભામાં બોલાવી કહ્યું "તારો વિષ્ણુ કયાં છે! બતાવ." પ્રલ્હાદે જવાબ આપ્યો "દરેક સ્થળે તે છે" ત્યારે હિરણ્યકશિપુએ પૂછ્યું "આ લોઢાના થાંભલામાં છે?" એમ કહી તેણે થાંભલા ઉપર મુઠી પછાડતાં થાંભલો ફાટયો, અને તેમાંથી શ્રી વિષ્ણુ ભગવાને અડધું માણસનું અને અડધું સિંહનું એવા નરસિંહરૂપે પ્રગટ થઈ, હિરણ્યકશિપુને ખોળામાં લઇ ચીરી નાંખ્યો. નૃસિંહ અવતાર ( સં. ) વિષ્ણુ ભગવાનનો ચોથો અવતાર Fourth incarnation of Vishnu in the form of half man and half lion.

૬૩૯. નીપાત્યો ( સં. नि + पत् મારવું ) માર્યો.

૬૪૭. વપુ ( સં. वपुस् ) શરીર. મીનનું ( સં. ) માછલાનું. વપુ કીધું.........ચાર—મત્સ્યાવતાર લઇ પ્રલયમાંથી ચાર વેદોનું રક્ષણ કર્યું.

प्रलयपयोधिजले धृतवानसि वेदं विहित
वहित्र चरित्र मखेदं ।
केशव धृतमीनशरीर जय जगदीश हरे ॥

સાતમા મન્વંતરમાં પૃથ્વી ઉપર પાપ વધવાથી પ્રલય થતાં શ્રી વિષ્ણુએ મત્સ્યાવતાર ધરી મનુનું, ચારવેદનું તથા સપ્તર્ષિઓનું રક્ષણ કર્યું હતું. તે વિષે એવી કથા છે કે મનુ ભગવાનને ન્હાતા ન્હાતા ખોબામાં માછલું આવ્યું; તે માછલાના બચ્ચાને વાચા થતાં, તેણે મનુ ભગવાનને પોતાનું રક્ષણ કરવાનું કહ્યું, અને કહ્યું કે હું તને કોઇક દિવસ બચાવીશ. આથી મનુએ તે પોતાને શી રીતે બચાવશે તેનું કારણ પૂછ્યું. એટલે માછલે કહ્યું કે હું તને પૃથ્વી પ્રલય સમયે બચાવીશ, ત્યાં સુધીમાં તું એક વહાણ બાંધી રાખજે. તે વહાણમાં પ્રલય સમયે બેસી સમુદ્રમાં ફરજે, એટલે હું ત્યાં તને બચાવીશ આથી મનુએ માછલાનું રક્ષણ કરવા ઘડામાં નાંખ્યું; ત્યાં તે મોટું થતાં ખાબોચીયામાં નાખ્યું; ત્યાં પણ તે મોટું થતાં તળાવમાં નાખ્યું ત્યાં પણ તે વધતાં તેને સમુદ્રમાં નાંખ્યું. પ્રલયનો સમય આવતાં સર્વત્ર જળ ફેલાતાં મનુ પોતે બાંધેલા વહાણમાં બેસી સમુદ્રમાં ફરતા હતા ત્યાં માછલું આવી તે વહાણને ઉપાડી ઉત્તર તરફ લઇ ગયું; તેમાં સમુદ્રમાં તણાતા ચાર વેદ તથા સપ્તર્ષિઓને પણ તે સાથે લઇ ગયા પછી સમુદ્રનું પાણી ઉતરી જતાં તેઓ બચ્યા.

૬૪૧. શંખાસુરને ( સં. शंखासुर ) સમુદ્રમાં રહેતો પાંચજન્ય નામનો શંખ તેને માટે એવી કથા છે કે શ્રી કૃષ્ણની ગુરુપત્નીએ ગુરુદક્ષિણામાં પોતાનો સમુદ્રમાં ડુબી ગયેલો પુત્ર શ્રી કૃષ્ણ પાસે માગતાં, તે લેવા કૃષ્ણ સમુદ્રમાં ગયા. ત્યાં શંખાસુર ઉપર

પુત્રને ખાઇ જવાનો વ્હેમ આવતાં તેને ચીરી નાંખ્યો, પણ પેટમાંથી પુત્ર નીકળ્યો નહિ. તેથી કૃષ્ણે શંખાસુરને ફોકટ માર્યાની માફી માગી, વરદાન માગવા કહ્યું; શંખે શ્રી કૃષ્ણની સેવા માગી. તેથી વિષ્ણુએ તેને પોતા પાસે હરતમાં રાખ્યો. સભાવ્યા (સં. सं + मा માપવું) સંતોષ્યો Favoured.

૬૪૨ વરાહરૂપ ( સં. वराह ડુક્કર ) શ્રી વિષ્ણુનો ત્રીજો અવતાર Boar Incarnation of Vishnu.

वसतिदशनशिखरे धरणी तव लग्ना शशिनि-
कलंककलेव निमग्ना ।
केशव धृतशूकररूप जय जगदीश हरे ॥

હિરણ્યાક્ષ નામનો દાનવ પૃથ્વીને સમુદ્રમાં ઘસડી ગયો હતો; તેથી શ્રી વિષ્ણુએ વરાહનો અવતાર લઇ હિરણ્યાક્ષ સાથે એક હજાર વરસ યુદ્ધ કરી તે રાક્ષસને મારી પૃથ્વીને પોતાની દાઢ ઉપર ઉપાડી લાવ્યા હતા.

ધર્યો તલ ભાર—પૃથ્વી ઉંચકી લાવ્યા (સં. धृ ધરવું; तल પૃથ્વી; भार વજન ) Dragged out the earth.

૬૪૩ નક્ષત્રિ (સં. न નહિ + क्षत्रि ક્ષત્રિ) ક્ષત્રિ વગરની પૃથ્વી Warrior-less earth. ભૃગુરૂપે (સં. भृगु જમદગ્નિ) જમદગ્નિનાં પુત્ર પરશુરામ રૂપે. એ શ્રી વિષ્ણુનો છઠ્ઠો અવતાર કહેવાય છે. ( જુઓ—૫૫૮ ભૃગુના ).

क्षत्रियरुधिरमये जगदपगतपापं स्नपयसि पयसि
शमितभवतापम् ।
केशव धृतभृगुपतिरूप जय जगदीश हरे ॥

એક વખત કાર્તવીર્ય નામનો બળવાન રાજા જમદગ્નિને આશ્રમે આવ્યો, ત્યાંથી તેની કામધેનુ ગાય તે ચોરી જવાથી

તેને મારી પરશુરામ ગાય પાછી લાવ્યા. આથી કાર્તવીર્યનાં પુત્રોએ પોતાના પિતાના વેર ખાતર જમદગ્નિ તથા તેની સ્ત્રી રેણુકાને પરશુરામની ગેર હાજરીમાં બાણુથી મારી નાંખ્યા; આનું વેર લેવા પરશુરામે એકવીશ વાર ક્ષત્રિઓને મારી ક્ષત્રિઓનો ત્રાસ ઓછો કરવા પૃથ્વી નક્ષત્રી કરી. તે પછી રામાવતારમાં પરશુરામને રામે હરાવતાં તેણે પોતાનું ઐશ્વર્ય ગએલું જાણી તપ કરવા ચાલ્યા ગયા, તે સાત ચિરંજીવીઓમાંના એક છે; અને હજી મંદરાચલ પર્વતપર તપ કરતા કહેવાય છે.

अश्वत्थामा बलिर्व्यासो हनुमांश्च बिभीषणः

कृपः परशुरामश्च सप्तते चिरंजीविनः ॥

અર્થ—અશ્વત્થામા, બલિરાજા, વ્યાસ, હનુમાન, વિભીષણ, કૃપાચાર્ય, પરશુરામ એ સાત ચિરંજીવી છે.

૬૪૪ પાહાણ (સં. पाषाण) પત્થર. તાર્યા (સં. तृ તરવુંનું પ્રેરકરૂપ તારવું) તરતા રાખ્યા Were floated. રાવણ (સં.) લંકાનો રાક્ષસ રાજા. રામાવતારમાં સીતાનાં સ્વયવર i તે આવ્યો ત્યાં શિવ ધનુષ ઉપાડવા જતાં નીચે દબાઇ ગયો; તેને રામે ધનુષ ચડાવી કાઢવાથી અને સીતાને પરણી જવાથી બંને વચ્ચે દુશ્મનાઇ થઇ. તેથી રામ વનવાસમાં નીકળેલા ત્યારે ત્યાંથી જોગીરૂપે સીતાનું હરણ કરી જઇ, તેને અશોકવનમાં રાખી સીતાની શોધમાં ફરતા રાવણે ઉપાડી જવાનાં ખબર સાંભળી વાનર સૈન્ય તથા હનુમાન, અંગદ, સુગ્રીવ, વિભિષણ વિગેરેને લઇ રામે લંકા ઉપર ચઢાઇ કરી. ત્યાં જવા માટે મોટો સમુદ્ર ઓળંગવો પડતો હોવાથી, તે ઉતરવા તેમાં પત્થરો નાંખ્યા, તે તરતા રહેતાં તે ઉપર થઇ લંકા જઇ રાવણને મારી વિભિષણને રાજ્ય આપી રામ સીતાને પાછી લાવ્યા. રોળ્યો—માર્યો. રણવિષે (સં. रण) યુદ્ધમાં.

૬૪૬ બળ જો મારા હાથ તું—તું મારા હાથનું પરાક્રમ જો I request you to see my strength.

૬૪૮ જાદવ ( સં. यादव ) યદુકુળમાં જન્મેલ.

૬૪૯ મલ વિદ્યા ( સં. मल्ल विद्या ) કુસ્તી Duelism. મલ વિદ્યા......ધિક્કાર—જો તું એવી રીતે દંદ્વ યુદ્ધ ન કર તો તારા પરાક્રમમાં ધૂળ પડી Fie upon your strength if you do not fight a duel with me.

૬૫૧ ઉગાર્યોરે (સં. उद्+गृ ઉચે ફેંકવું) બચાવ્યો Saved.

ભાભીઓની પટુડાઇ.

અહિલોચનના પેટીમાં પૂરાયા પછી તેનો શ્વાસ રૂંધાતાં મરી ગયો ત્યારે તેના પરાક્રમથી સાત વાર પેટી પછડાઇ, અને શ્રી કૃષ્ણને પણ તેથી બીક લાગી. પછી અહિલોચન મરી ગયાની ખાત્રી થતાં તે પેટી લઇ શ્રી કૃષ્ણે દ્વારિકા આવી સુભદ્રાને તે પેટી સોંપી એટલે શ્રી કૃષ્ણની સ્ત્રીઓને વ્હેમ પડતાં સુભદ્રાને ફોસલાવી પેટી ઉઘડાવી જોઇ તેનું વર્ણન આંહિ ગાયું છે. ભાભીઓની ( સં. भ्रातृ भार्या ) ભાઇની વહુઓ.

પટુડાઇ ( સં. पटु ચાલાક ) ચાલાકી Cleverness.

૬૫૩ સોળ સહસ્ર ( સં. षोडशन સોળ; सहस्र હજાર) શ્રીકૃષ્ણની સોળહજાર સ્ત્રીઓ. ગિરિધારી ( સં. गिरि પર્વત + धृ ધારણ કરવું ) ગોવર્દ્ધન પર્વત ધારણ કરનાર, શ્રી કૃષ્ણ.

૬૫૪. સુભદ્રાને ( સં. सुभद्रा ) બલરામ તથા શ્રી કૃષ્ણની બ્હેન, અને અર્જુનની સ્ત્રીના. એ વસુદેવની રોહિણીથી ઉત્પન્ન થએલ પુત્રી હતી. બળરામને તેને દુર્યોધન વેરે પરણાવવા ઇચ્છા હતી. અને વસુદેવ, દેવકી તથા કૃષ્ણ તેને અર્જુન વેરે પરણાવવા માગતા હતા. અર્જુન પોતાનાં ત્રણ વરસના વનવાસમાં દ્વારિકા આવ્યો,

ત્યારે સુભદ્રાને પરણવાની ઇચ્છાથી જોગી વેષ લઈ આવેલો, તે શ્રી કૃષ્ણના સંકેત પ્રમાણે સુભદ્રા અંબામાતાના દર્શને જતી હતી ત્યાંથી અર્જુન તેને હરી જઇ પરણ્યો હતો. આવાસ ( સં. ) મેહેલ. જ્યાં પધાર્યા અવિનાશ રે—જ્યાં કૃષ્ણ આવેલ હતા.

૬૫૫ નણંદ ( સં. ननान्दृ ) પતિની બ્હેન, સુભદ્રા.

૬૫૬ તે શું છે રે—તેનું કારણ શું છે ?

૬૫૮. આવવાનું.........તમારૂં રે—બ્હેન, તમારે ઘેર તો અમારે આવવુંજ જોઇએ ( સં. स्थान ઠેકાણું; भुवन મેહેલ ) We ought to come to you.

૬૬૦. સાસરડેરે (સં. श्वशुर गृह) સાસરે. ત્યારે શું... ઘરડેરે-વસુદેવ ઘરડા હોવાથી ત્યારે તેનાથી કાંઇ નહિ અપાય Vasudev will not be able to give you any-thing on account of his old age.

૬૬૧ સાસરવાસો ( સં. श्वशुर वास ) સાસરે જતી છોડીને આપવામાં આવતો દાયજો. ભોજાઈ રે (સં. भ्रातृ + जाया) ભાઇની વહુ.

૬૬૩. વડી વામારે (સં. वृद्ध વડી; वामा સ્ત્રી) રૂક્મિણી, સત્યભામારે ( સં. सत्यभामा ) સત્રાજીત યાદવની પુત્રી અને શ્રી કૃષ્ણની સ્ત્રી. તેના પિતાનું સ્યમંતક મણિ ગુમ થયેલ તેની ચોરીનું તોહમત તેણે શ્રી કૃષ્ણ ઉપર મુકેલ, તેમાંથી મુક્ત થવા તે મણિ શ્રી કૃષ્ણે જાંબુવાન પાસેથી લાવી આપતાં સત્રાજીત શરમીંદો થયો, અને પોતાની પુત્રી શ્રી કૃષ્ણને પરણાવી. એક વખત શ્રી કૃષ્ણે સ્વર્ગમાંથી લાવેલું પારિજાતક ફુલ રૂક્મિણીને આપવાથી સત્યભામા રીસાઇ હતી, તેથી તેનું વૃક્ષ શ્રી કૃષ્ણે લાવીને તેનાં બાગમાં રોપાવ્યું હતું.

૬૬૪. આપણે એ ભીયાં ઉપરૂં કો નહિ રે—આપણે એનાથી વધારે કશું નથી Nothing is dearer and nearer to us than herself નોટ-ભીયાં એટલે ભાઇ થાય છે, અહિં ભાઇ શબ્દ વાપરી સુભદ્રાને મોટાઇ બતાવી છે. એતો......... દંહીરે—એ આપણું સર્વસ્વ છે She is every thing i. e. all in all to us.

૬૬૫ હવે આપ્યાનો શો ઉધારો રે—હવે આપવું શા માટે બાકી રાખવું Why should we now be backward in giving ( સં. उद् + धृ ઉદ્ધાર કરવું ).

૬૬૬ ગર્થ ( સં. ग्रन्थि ગાંઠ ) નાણું. સાસુ નણંદ તે મોટું તીર્થરે—સાસુ, નણંદ એ મોટા તીર્થરૂપ હોવાથી પાત્રે વાપરવાનું છે ( સં. श्वश्रू સાસુ. ननान्दृ નણંદ; तीर्थ તીરથ ).

૬૬૭ જાંબુવંતીરે (સં. जांबवती) રીંછનાં રાજા જાંબવાનની પુત્રી અને શ્રી કૃષ્ણની સ્ત્રી. સત્રાજીત યાદવનું ગુમ થયેલ મણિ જાંબવાનને વનમાં સિંહની ગુફામાંથી મળેલું તે તેણે પોતાની પુત્રીને રમવા આપ્યું. શ્રી કૃષ્ણને તે મણિની શોધમાં ફરતાં તેની ગુફાનો પત્તો લાગ્યો, ત્યાં તે મણિ જોવાથી તેની સાથે યુદ્ધ કરી તેને હરાવ્યો. જાંબવાનને પોતાનો પૂર્વ જન્મ યાદ આવતાં શ્રી કૃષ્ણને રામરૂપે ઓળખી તો તે મણિ આપી પોતાની પુત્રી જાંબવંતી પરણાવી.

૬૬૮ તાજું......હીરરે—તદન ભેગ વગરનાં નવા હીરનું છે It is made of pure unmixed silk (ફા. ताज़ा તાજું)

૬૬૯ બહોળું—ઉદાર Liberal. પટોળુંરે (સં. पटोल) રેશમી સાડી.

૬૭૦. મોહન રે ( સં. मुह् મોહ પમાડવું ) ગળાની મોહન માળા.

૬૭૧. કોણે—કોઇએ.

૬૭૩. કટિ મેખળા કટની રે (સં. कटी કેડ + मेखला પટો) કેડનો કંદોરો Waist band.

૬૭૫ આભ્રણ ( સં. आभरण ) ઘરેણાં.

૬૭૬. પ્રાહુણા ( સં. प्र + घूर्ण् ભટકવું ) મેહેમાન Guest.

૬૭૮. જેવાં કરશો તેવાં થઇએ રે—જેવી મોટાઇ આપશો તેવા અમે શોભશું. વા'લી......કહીએરે—મારી મીઠી તમને એક વાત પુછું છું.

૬૮૧ પિંજર ( સં. ) પાંજરૂં; પેટી. ભાભી સાથ સર્વ કો પૂછે રે–બધી ભાભીઓ પૂછે છે.

૬૮૨. આપણે......શાનું રે—આપણે કાંઇ પણ બોલવું ચાલવું નહિ We should not speak or move at all.

૬૮૪ દંત ( સં. ) દાંતથી. નોટ—કંઇ કામ કરવું ન હોય ત્યારે દાંત વચ્ચે જીભ કચરવાની સમશ્યા કરાય છે.

૬૮૫ અગ્નિનો ભડકો—અતિ ક્રોધી Fiery-tempered.

૬૮૬ મોહને......ઉચ્ચીરે—શ્રી કૃષ્ણે ક્યાંક મૂકી છે Krishna has placed it somewhere.

૬૮૭. શું જાણીએ ઘો કે સાપ રે—હું શું જાણું તેમાં ઘો છે કે સાપ છે ? ( સં. गोधा ઘો, ચંદન ઘો; सर्प સાપ ) How can I know, whether there is an ignana or a serpent. તમો.........જવાબરે—તમે શ્રી કૃષ્ણને પૂછજો you may enquire of Shri Krishna.

૬૯૦. ઉતારીશ આકળ રે—પાણી ઉતારીશ; નરમ પાડીશ Shall thrash him out.

૬૯૧. લેશું હાથે રે—સપાટામાં લેશું Shall take him into clutches.

૬૯૨. એક મેં......મતિ રે—મને એક બુદ્ધિ સુઝી છે A thought has come to my mind ( સં. चि + चर् વિચારવું; मति બુદ્ધિ ).

૬૯૩. અધરી પ્રતિજ્ઞા ( સં. अ નહિ + ग्रह् લેવું; प्रतिज्ञा સોગંદ ) કઠણ સોગંદ Strong vow.

૬૯૪. વિઠ્ઠલની ચોરી— કૃષ્ણની ચોરીની Secrecy.

૬૯૫. સંજય ( સં. ) ધૃતરાષ્ટ્રનો સારથી. તેણે પાંડવો અને કૌરવો વચ્ચે સલાહ કરાવવા યત્ન કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ. તેણે પોતાનાં જ્ઞાનરૂપી દિવ્ય ચક્ષુથી મહાભારતની લડાઇ જોઇ તેનું વર્ણન અંધ ધૃતરાષ્ટ્રને કહી સંભળાવ્યું છે. ધૃતરાષ્ટ્ર ( સં. ) વિચિત્ર વીર્યની વિધવાથી ઉત્પન્ન થયેલ વ્યાસનાં જ્યેષ્ઠ પુત્ર. તે ગાદીનો વારસ હતો. પણ જન્મથી અંધ હોવાથી પાંડુને ગાદી મળી; પણ તે વનમાં જતાં ધૃતરાષ્ટ્રે પોતાના દીકરા દુર્યોધનને રાજ્ય સોંપ્યું. મહાભારતનાં યુદ્ધમાં ભીમે દુર્યોધનને મારવાથી તેણે વેર લેવા ખાતર યુધિષ્ઠિર તથા ભીમને ગાદી મળવાનાં આનંદનાં બહાને તેમને મળવા ઉત્કંઠા બતાવી. પણ કૃષ્ણ તેનું કપટ જાણતા હોવાથી તેણે લોઢાનું ભીમનું પુતળું બનાવી ધૃતરાષ્ટ્રને તેના સાથે ભેટાડયો. ધૃતરાષ્ટ્રે એવા જોરથી તે પુતળું દાબ્યું કે તેના ચૂરા થઇ ગયા. આથી ભીમ બચી જતાં ધૃતરાષ્ટ્ર નિરાશ થઈ પોતાની સ્ત્રી સાથે હિમાલયમાં ગયો, ત્યાં થોડા વરસ પછી મરણ પામ્યો. સમ ( સં. समय વખત; અરબી कसम् ) સોગંદ. શ્યામા......કરે રે—સ્ત્રીઓ કેવી રીતે સોગંદ લે છે How the women take oath!

## પહોંચેલી ભાભીઓ.

સુભદ્રાની ભાભીઓએ સુભદ્રાને ફોસલાવી તેની પાસે પેટી ઉઘડાવી તેમાં શબ જોયું; એટલે સૌએ પોતપોતાની આપેલી ચીજો પાછી માગી લીધી તેનું વર્ણન આંહિ આપેલ છે.

પહોંચેલી ( સં. प्र + आप् મેળવવું ) લુચ્ચી Cunning.

૬૯૭. ભાર ( સં. भार વજન ) સોગંદ. નહિ પિતાની જાત-તેને નીચ બાપની દીકરી સમજવી She should be of low origin.

૬૯૮. પછે........વચન—પછી સૌએ સુભદ્રાના હાથમાં ખરો કોલ આપ્યો Then they all pledged themselves placing their hands in the hands of Subhadra.

૬૯૯. વસ્ત્રાભૂષણ ( સં. ) લુગડાં તથા ઘરેણાં. માન્યું (સં. मन् મગરૂર થવું ) રાજી થયું.

૭૦૦. સાહ ( સં. सह् સહેવું ) સાહી; ગ્રહ.

૭૦૨. જુજવાં ( ફા. जुदः ) જુદાં. તિહીકાર—તાણું.

૭૦૩. મૃતક ( સં. मृ મરવું ) મડદું; શબ.

૭૦૪. તીના પટ માંય ( સં. तीक्ष्ण ઝીણું; पट વસ્ત્ર) ઝીણા પડમાં In a small crevice.

૭૦૫. હંસ (સં. अहं હું+सः તે) જીવ Soul પહોંત્યો–પેઠો. હરિભગિનીના ( સં. हरि કૃષ્ણ + भगिनी બ્હેન ) સુભદ્રાના. ઘટમાંય ( સં. घट ઘડો ) શરીરમાં.

૭૦૬. અબળાને......પંચમાસ—સુભદ્રાને અર્જુનથી ઓધાન રહ્યાને પાંચ માસ થયા છે It is five months since Subhadra has conceived through Arjuna. ગર્ભ ( સં. ) ઓધાન Foetus.

૭૦૭. પૂર્યો વાસ (સં. पॄ પૂરવું; वस् રહેવું) પેઠો.

૭૦૯. ન થાઉં પ્રસવ (સં. प्र + सू જણવું) જન્મું નહિ Would not be delivered.

૭૧૦. કામિનીએ (સં. कम् ચાહવું) રાણીએ. મરકલડે-મંદહાસ્યથી Smilingly. તાણ્યું (સં. तन् તાણવું) મરડ્યું.

૭૧૧. કમાઇ (સં. क्षम् શક્તિવાન હોવું) કમાણી Earning. મડદું (સં. मृतदेह) શબ. મશાણથી (સં. श्मशान) સ્મશાનમાંથી From the funeral place.

૭૧૩. અવનિલોક (સં. अवनि પૃથ્વી + लोक લોક) પૃથ્વીનાં લોકોને. અભડાવ્યાં (સં. अ નહિ + भुज् ખાવું) અપવિત્ર કર્યા Polluted.

૭૧૪ પીતાંબરને પાલવે (સં. पीत પીળું + अंबर વસ્ત્ર पल्लव છેડો) અબોટીયાને છેડે With the skirts of the yellow silk-cloth.

૭૧૬. મુખ મરડીને તાણે સરડકા—મોઢું મરડીને નસકોરાં બોલાવ્યાં Blew her nostrils making a wry face. ઠઠોળી-ઠઠ્ઠા મશ્કરી Funs.

૭૧૭ વીંટી વળી (સં. वेष्ट् ઘેરવું; वल् વળવું) ઘેરી લીધી Surrounded.

૭૧૮. ટમકાની છીંટ (સં. स्तिप् ટપકવું) ટપકાંવાળી છીંટ Chequered chintz or calico. આછી (સં. अच्छ સાફ) ઝીણી Thin.

૭૨૦. બત્રીસ લક્ષણો (સં. द्वात्रिंशत् બત્રીશ; लक्षण

લક્ષણ ) પુરેપુરો ચતુર Excellent with thirty two various qualities. બત્રીસ લક્ષણ નીચે પ્રમાણેનાં ગણાય છેઃ—

> એકેક સિંહ બગતણો, કુકડાના તો ચાર, ત્રણ વળી ગદ્ધાના કહ્યા, પાંચ કાગના ધાર;
>
> પુરૂષ મોર કુતરાતણો, ષટ્ગુણ લેતાં થાય; પૂરા બત્રીશ લક્ષણે જેથી જન શોભાય.
>
> નર્મ કવિતા આવૃત્તિ ૩ જી પૃ. ૯૧૪.

સિંહનો ગુણ પરાક્રમ; બગલાનો સ્વાર્થ; વહેલા ઉઠવું, મરતાં સુધી પાછા ન હઠવું, કુટુંબને પાળવું અને સ્ત્રીપર પ્રીતિ રાખવી એ ચાર કુકડાનાં ગુણ; ભાર અતિશય ઉપાડવો, માર તો જાણવો નહિ, સંતોષી રહેવું એ ગધેડાના ગુણ; ભરોસો કોઇનો ન કરવો, સ્ત્રી સાથે છાની રીતે રમવું, અહંકાર વગર રહેવું, સાધુ જેવું થવું, ચંચળ થવું એ પાંચ કાગડાનાં ગુણ; ઉંચે અથવા નીચે રહેવું, શત્રુને હાર મારવો, મીઠું બોલવું, સુંદર રહેવું, કળાવાન થવું, વ્હાલા થવું એ છ મોરનાં ગુણ; યુદ્ધમાં શુરવીરપણું બતાવવું, દુઃખમાં ધૈર્ય રાખવું, ચડતીમાં ક્ષમા રાખવી, ચતુર થવું, સભામાં વાચાળ થવું, જશનાં ભૂખ્યા રહેવું એ છ મનુષ્યના ગુણ; થોડા ઘણાથી સંતોષી રહેવું, ઉંઘ થોડી રાખવી, થોડામાં ઝાઝું સમજવું, નિમકહલાલ રહેવું, શૌર્ય રાખવું, શીકારી રહેવું એ છ ગુણ કુતરાનાં. એ પ્રમાણે બત્રીશ ગુણ જેનામાં હોય એ બત્રીશ લક્ષણો પુરૂષ કહેવાય છે.

૭૨૨ સાંસ્તા રહી ( સં. શ્વસ્ શ્વાસ લેવો ) ધીમે રહીને Slowly.

૭૨૫ હસ્તિનાપુરમાં ( સં. હસ્તિનાપુર ) અર્વાચીન દીલ્હીથી ઇશાન ખુણામાં આશરે પચાસ માઇલ દુર હસ્તિન રાજાએ

વસાવેલું શહેર. પાંડવ કૌરવોની રાજ્યધાનીનું શહેર હતું. તેના બીજા નામ ગજાહ્વય, નાગસાહ્વય, નાગાહ્વ, હાસ્તિન છે. તે શહેરની ગાદીએ ઘણા રાજા થઇ ગયા.

૭૨૬. હૈડું હીસે (સં. हस् હસવું) દીલ ખુશ થાય છે Are pleased at heart.

૭૨૭. પિયરમા વરણાગી દીસે—સુભદ્રાના ભાઇ કૃષ્ણ આપણને વઢે તેથી તેના પિયરમાં કલેશ થાય Quarrels might arise at her father's house. (સં. पितृगृह પિયર; विग्रह દેખાડવું).

૭૨૮ માન દેઇ......જાણી—પહેલાં સૌએ માન આપ્યું અને પછી જ્યારે પેટીમાંની ચીજ જાણી લીધી ત્યારે અપમાન કરવા માંડયું First they all honoured her, and when they came to know of the contents of the box they began insulting her.

૭૨૯. મૂળગું (સં. मूल મૂળ) પંડનું; અસલ Original.

૭૩૦. ઘણીએ માની મોતી—મોટાઇ ઘણી આપી ચૂક્યાં Now, enough of your honour to me. મોતી–મોટી.

૭૩૧. સોતી (સં. सहित) સાથે.ભાવજ પોતી (સં. भाव પ્રેમ) પ્રેમ પહોંચી ચૂક્યો Fully satisfied with love.

૭૩૨ ત્રસો તોડિયો રે—ટચકો ચોડીઓ Made sarcastic remark.

૭૩૩ લટપટ કરીને—છેતરીને Deceiving. આપ આપણે મંદિર દોડિયોરે—પોતપોતાના મેહેલે દોડી ગઇ Ran away to their respective palaces.

## અભિમન્યુ ને ઉત્તરા.

સુભદ્રાએ ભાભીઓના આગ્રહથી અહીલોચનનાં શબવાળી પેટી ઉઘાડી તેમાંથી અહિલોચનનો જીવ સુભદ્રાના પેટમાં અર્જુનથી રહેલ પાંચ માસના ગર્ભમાં ભરાઇ બેઠો, અને તેણે સુભદ્રાને પીડી બાપનું વેર વાળવા નિશ્ચય કર્યો. સાત માસે સુભદ્રાનું સીમંત કર્યું તેમાં તેના મોસાળામાં દ્રૌપદીને પહેરામણી આપવી ભૂલી જવાયાથી તેણે સુભદ્રાને પુત્ર મુખ ન જોવાનો શ્રાપ દીધો. નવ માસ થતાં સુભદ્રાને ગર્ભ પીડવા લાગ્યો, અને ત્રણ વરસ વીત્યા છતાં પ્રસવ થયો નહિ. તેથી તે પીડામાંથી તેને છોડવવા કૃષ્ણે ચક્રવ્યૂહનો મંત્ર ભણવા માંડયો. છ કોઠા સુધીનો મંત્ર ભણાઇ રહ્યો કે સુભદ્રાને નિદ્રા આવી, અને અંદરથી ગર્ભે શ્રી કૃષ્ણને જવાબ આપ્યો. એટલે કૃષ્ણે સાતમા કોઠાનો મંત્ર ભણ્યો નહિ, અને સુભદ્રાને પ્રસવ થયો. પાંડવો દુર્યોધન સાથે ઘુત રમવામાં હારી જતાં, તેમને બાર વરસ વનવાસ ભોગવવો અને તેરમે વરસે છૂપું રહેવું પડયું. તેથી મચ્છ દેશમાં વિરાટરાજાને ત્યાં છૂપા વેશમાં તેમણે સારી નોકરી કરવાથી વિરાટે પોતાની કુંવરી ઉત્તરા અર્જુનને પરણાવવા કહ્યું; પણ અર્જુન તેનો ગુરૂ થઇ રહેલ હોવાથી પોતે પરણવા ના કહી; એટલે યુધિષ્ઠિરે તે કન્યા અભીમન્યુ વેરે માગી, લગ્ન નક્કી કર્યા. પરણતી વખત ઉત્તરા તથા અભીમન્યુ બંનેને આંખો દુઃખવા આવેલ હોવાથી પાટા બાંધી પરણાવ્યાથી એક બીજાના મોં તેઓ જોઇ શકયા નહિ. વનવાસ પૂરો થતાં ઉત્તરાને પિયર રાખી પાંડવો ઇંદ્રપ્રસ્થ ગયા; ત્યાં દુર્યોધને લડયા સિવાય રાજ્ય આપવા ના કહેવાથી મહાભારત યુદ્ધ થયું. તેમાં શ્રી કૃષ્ણ અભિમન્યુને અહિલોચન તરીકે પોતાનો દુશ્મન જાણતા હોવાથી તેને મરાવવાના ઇરાદાથી અર્જુનને પોતા સાથે સુશર્મા સાથે લડવા તેડી ગયા; તેથી યુધિષ્ઠિરને ચક્રવ્યૂહનાં યુદ્ધ માટે અભીમન્યુ તે જાણતો હોવાથી તેને મોકલવા ફરજ પડી.

આથી સુભદ્રાએ વંશ રાખવા ઉત્તરાને તેડાવવા દ્રૌપદી મારફત યુધિષ્ઠિરને કહેવડાવ્યું. યુધિષ્ઠિરે ઉત્તરાને રાતો રાત તેડાવી. સવારે યુદ્ધમાં જતી વેળા અભિમન્યુ પોતાની માતાને પગે લાગી, દાદી કુંતાજીને પગે લાગવા ગયો. તેણે હાથે રાખડી બાંધી કે તે યુદ્ધમાં મરે નાહ. શ્રી કૃષ્ણે આથી બ્રાહ્મણનું રૂપ લઇ અભિમન્યુના મારગમાં ઉભા રહી રાખડીને વખોડી તે તોડાવી નાંખી. ઉત્તરા સવારે આવી લાગતાં વર વધુનો મેળાપ થતાં એક બીજાને કદી દેખેલા નહિ હોવાથી ઓળખતા નહોતા, તેથી યુધિષ્ઠિરે ઓળખાવ્યા અને બંનેને મળવાનો પ્રસંગ આપ્યો. અભીમન્યુ સમય વીતવાથી યુદ્ધમાં જવા તૈયાર થયો તેને ઉત્તરાએ રોકવા માંડયો તેનું વર્ણન આંહી ગાય છે.

અભિમન્યુ ( સં. ) અર્જુનનો સુભદ્રાથી જન્મેલ પુત્ર.

ઉત્તરા ( સં. ) મચ્છદેશના વિરાટ રાજાની પુત્રી, અને અભિમન્યુની સ્ત્રી.

૭૩૫. મારાં પ્રગટયાં કર્મનાં કૃત્ય—મારાં તકદીર ફૂટી નીકળ્યાં છે I am unfortunate ( સં. प્ર + कट् જાહેર થવું; कर्मन् કર્મ; कृत्य કૃત્ય ). જે હું રાંકડીને તમો આભૃત્ય—જે હું રાંકડીનો તમે આધાર હતા Who was the support of my poor self ( સં. रंक રાંક; आ સુધી + भृत्य નોકર ).

૭૩૬. નિર્ગમ્યો ( સં. निर् + गम् ગાળવું ) ગાળ્યો. ઓળે-અર્થ Uselessly. સમાગમ ( સં. सं સાથે + आगम् આવવું ) મેળાપ Union. સરજ્યો ( સં. सृज् સરજવું ) થયો.

૭૩૭. પાતળીઆ ( સં. प्रतनु પાતળા ) નાજુક Thin looking. દારા (સં.) સ્ત્રી.

૭૩૮. આભ્યંતરનાં ( સં. अभ्यंतर અંદર ) દીલનાં.

૭૪૦. નાથ જીવન ( સં. नाथ સ્વામી; जीवन જીંદગી ) સ્વામી છે એ જીંદગીરૂપ છે Husband is the life.

૭૪૧. ભરથાર ( સં. भर्तृ ) સ્વામી. ખોટું-મિથ્યા.

૭૪૨ માડી—માતા. ઘણું કરે તો પહેરાવે સાડી—બહુ હેત દેખાડશે તો લુગડાં આપશે Their bounties will amount to supplying clothes.

૭૪૩. સાસુ...... ......વાટે—સાસુ સસરો પણ પતિ હોય તોજ સગાં થાય છે. સાસરીઆમાં પણ પતિ સિવાય બીજું કોઇ સગું નથી.

૭૪૪. થાનાર......થાવા—ભલે જે થવાનું હોય તે થાય Let what may happen.

૭૪૫. શું જુદ્ધ......કાકા—શું તમારા કાકાઓ યુદ્ધ કરીને થાક્યા તે હવે તમને લડવા મોકલીને પોતે સીધા રાજ્યના માલિક થાશે Are your uncles tired of fighting that they send you to fight and they will directly enjoy the throne. પરબારા—બારોબાર Directly.

૭૪૬ વઢવું (સં. वध् મારવું) કજીઓ Dispute. બાકરી ( અરબી बाकर् દયાજનક ) દુશ્મનાઇ. કૌરવ ( સં. ) ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ સો પુત્રો. ચઢવું-લડાઇ કરવી.

૭૪૭. નામી ( સં. नम् નમવું ) નમાવી.

૭૪૮. અભિલાષા (સં.) આશા. રેષા ( સં. रेखा ) દોરી.

૭૪૯. પેસે—વાગે. કુંજરના ( સં. कुंजर ) હાથીના. દંત (સં.) દાંત Tusks.

૭૫૦. ચૂકો ( સં. च्युत् ચૂકવું ) ભૂલ કરો છો.

૭૫૪. મચ્છ સુતા ( સં. ) મચ્છ દેશના રાજાની પુત્રી.

૭૫૬. રજની (સં ) રાત્રિ. પેરે–રીતે.

૭૫૭. વકરો ( સં. वक्र આડું ) ઉશ્કેરાઓ છો. ચક્રાવો (चक्रव्यूह) લશ્કરને ગોળાકાર જુદા જુદા ભાગમાં ભૂલવણીરૂપે ગોઠવી રાખવું તે Mis-leading circular array of troops. ગઢ ( સં. दुर्ग ) કિલ્લો Fort. કપરો ( સં. रुक्ष સુકું ) અઘરો.

૭૫૮ ફાળ ( સં. प्लवंग કૂદકો ) ધ્રાસ્કો Dread. પડે પેટડીઆમાં ફાળ–પેટમાં ધ્રાસ્કો પડે છે Am panic-striken.

૭૫૯ વ્યૂહને મોઢે ( સં. व्यूह યુદ્ધ રચના; मुख મોઢું ) લશ્કરને મોખરે In front of the battle array. દ્રોણ ( સં. ) પાંડવ તથા કૌરવના ગુરૂ. તે ભરદ્વાજ મુનિના પુત્ર હતા. ઘૃતાચી અપ્સરાને જોવાથી ભરદ્વાજનું વીર્ય સ્ખલિત થયાથી તેણે તે (દ્રોણ) પાપમાં નાંખવાથી તેમાંથી જન્મતાં દ્રોણ કહેવાયા. તે જાતે બ્રાહ્મણ હોવા છતાં પરશુરામ પાસે યુદ્ધકળા શીખેલા હોવાથી તેમાં તે પ્રવીણ હતા; જેથી કૌરવ તથા પાંડવને તેણે યુદ્ધવિદ્યા તથા ધનુર્વિદ્યા શીખવી હતી. મહાભારત યુદ્ધમાં ભીષ્મપિતામહના પડ્યા પછી તે કૌરવોના સૈન્યના સેનાપતિ થયા અને પંદર દિવસ સુધી દારૂણ યુદ્ધ કર્યું: સોળમે દિવસે સવારે કૃષ્ણની શીખવણીથી ભીમે તે સાંભળે તેમ અશ્વત્થામા મરી ગયાનું કહ્યું. તેથી તે હકીકત ખરી છે કે ખોટી તેનો નિર્ણય કરવા તેણે યુધિષ્ઠિરને પોતાનો શત્રુ હોવા છતાં તે સત્યવાદી હોવાથી તેને પૂછ્યું. યુધિષ્ઠિરે તેને અશ્વત્થામા મરી ગયાનું જણાવ્યું, પણ સાથે ‘ નરો વા કુંજરો વા ’ અર્થાત્ હાથી કે માણસ એ શબ્દો કૃષ્ણના શીખવ્યાથી ઘણાજ ધીમે બોલવાથી તે દ્રોણનાં સાંભળવામાં નહિ આવતાં તેણે પુત્ર મુવાના ખબર સાંભળી હથિયાર છોડી દીધાં, અને ખેદથી મુર્ચ્છા પામતાં, તેનાં શત્રુ

ધૃષ્ટદ્યુમ્ને તેનો શિરચ્છેદ કર્યો. પોણ ( સં. पण् વચન આપવું ) પણ; વચન Vow.

૭૬૦. **પ્રતિજ્ઞા** ( સં. ) વચન. પ્રતિપાળ ( સં. प्रति આસપાસ + पाल् રક્ષણ કરવું ) રક્ષણ કર્તા.

૭૬૧. **શકુની** ( સં. शकुनि ) દુર્યોધનની સ્ત્રી ગાંધારીનો ભાઇ, ગાંધારનો રાજા. પાંડવોનો નાશ કરવા દુર્યોધને કરેલી દરેક યુક્તિમાં તેણે તેને મદદ કરી હતી. હાલમાં કોઇ પણ માણસ કોઇનો વિનાશ કરવાની તેવી યુક્તિ કે ખટપટમાં ભાગ લે તેને મામા શકુનિ જેવા કહેવામાં આવે છે.

કર્ણ ( સં. ) કૌરવ તરફનો પ્રખ્યાત યોદ્ધો. એ સૂર્યદેવ તરફથી કુંતીને બાલ્યાવસ્થામાં મળેલ પુત્ર હતો. કુંતીએ લોકલજ્જાને લઇ તેને નદીમાં ફેંકી દીધેલો તે ધૃતરાષ્ટ્રના સારથી અધિરથને હાથ લાગતાં તેણે પોતાની સ્ત્રી રાધાને આપ્યો, જેણે તેને પુત્ર તરીકે ઉચ્છેર્યો, જેથી તેને સૂતપુત્ર કે રાધેય પણ કહે છે. દુર્યોધને તેને અંગદેશનો રાજા બનાવ્યો. તેણે કેટલાંક પરોપકારનાં કૃત્ય કર્યાથી તે દાનેશ્વરી કહેવાયો. તે પાંડવોનાં વિનાશનાં દરેક કાર્યોમાં દુર્યોધનનો મદદગાર મીત્ર હતો. ઇંદ્રે પોતાના આપેલ પાંડુપુત્ર અર્જુનને સહાય કરવા કર્ણને ભાલું આપી પરશુરામ પાસે શસ્ત્રવિદ્યા શીખવા બ્રાહ્મણવેશે મોકલ્યો. ત્યાં કર્ણનાં ખોળામાં પરશુરામ માથું રાખી સુતા હતા, તેવામાં ઇંદ્રે કીડારૂપે કર્ણનો સાથળ કરડી ખાધો, તો પણ કર્ણ ત્યાંથી નહિ ડગવાથી પરશુરામ તેનો વેશ કળી ગયા; અને શીખવેલી શસ્ત્રવિદ્યા ખરે વખતે નિષ્ફળ જવાનો કર્ણને શાપ દીધો. બીજી વખત શિકારમાં અજાણતાં કર્ણે કોઇ બ્રાહ્મણની ગાય મારવાથી તે બ્રાહ્મણે તેનાં રથનું પૈડું પૃથ્વીમાં ખરે સમયે પેસી જવાનો શાપ દીધો. મહાભારતનાં યુદ્ધમાં ભીષ્મ અને દ્રોણનાં પડયા પછી

કૌરવોનો સેનાપતિ કર્ણ નામનો ત્યારે ઉપલા બે શાપને લઇ અર્જુને તેને માર્યો.

૭૬૨. સકોમળ ( સં. सु સારી રીતે + कोमल કોમળ ) સુકુમાર Delicate.

૭૬૩ જયદ્રથ ( સં. ) ધૃતરાષ્ટ્રની પુત્રી દુઃશલાનો પતિ, દુર્યોધનનો બનેવી, સિંધુદેશનો રાજા. એક વખત શિકારે જતાં જંગલમાં તેણે દ્રૌપદીને જોતાં તેની પાસે પોતા માટે તથા પોતાનાં રક્ષકો માટે ખાવાનું માગ્યું. દ્રૌપદીએ પોતાની અન્નપૂર્ણા થાળીમાંથી બધાને જોઇએ તેટલું ખાવાનું આપ્યું. આથી જયદ્રથ ચકિત થઇ, તથા તેની ખુબસુરતીથી મોહમાં પડી તેનું હરણ કરી ગયો. આ વખતે પાંડવો શીકારે ગયેલ હતા, તે પાછા આવતાં જયદ્રથની પાછળ પડયા, દ્રૌપદીને છોડાવી, અને જયદ્રથની પાસે કેટલીક મારી મગાવી છોડયો. ચક્રયુદ્ધમા તેને હાથે અભિમન્યુ મરાયો હોવાથી અર્જુને તેને માર્યો. ભૂરિશ્રવ ( સં. भूरि મોટા + श्रवस् કાન ) કૌરવ તરફનો યોદ્ધો. તેને સાત્યકિએ માર્યો હતો.

૭૬૪. કૃતવર્મા ( સં. ) કૌરવ તરફનો યોદ્ધો. મહાભારતનાં યુદ્ધમાંથી કૃપાચાર્ય તથા અશ્વત્થામા સાથે તે બચવા પામ્યો, પણ પાછળથી સાત્યકિએ તેને માર્યો. કૃતાંત કાળ ( સં. कृतांत યમદેવ + काल મોત ) યમદેવરૂપી મોત Death incarnate.

૭૬૫. દુર્યોધન ( સં. ) ધૃતરાષ્ટ્રને ગાંધારીથી થયેલ સો પુત્રમાં જ્યેષ્ઠપુત્ર. બાળપણથી તે પિતરાઇ પાંડવોનો દ્વેષી હતો. તેથી તેમને મારવા અનેક યુક્તિઓ કરતો, તેનો પિતા અંધ હોવાથી જ્યારે યુધિષ્ઠિરને રાજ્ય આપવા માંડયું, ત્યારે પાંડવોને વનવાસ દેવા અનેક રીતે તેણે તેને સમજાવ્યો; વરણાવતમાં પાંડવો માટે મહેલ બંધાવી ત્યાં રાખવા ઠરાવી, દગાથી મારવા માટે લાક્ષાગૃહ બનાવરાવ્યું. પણ પાંડવોને તે જાણ થતાં તેમાંથી બચ્યા. પછી તેઓ

ઇંદ્રપ્રસ્થમાં આવી રહ્યા, ત્યાં યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કરવાથી દુર્યોધનને ઇર્ષ્યા થઇ. આથી તેણે પોતાના પિતા મારફત યુધિષ્ઠિરને દ્યુત રમવા બોલાવ્યો. તેમાં ખાસ શકુનિની મદદથી દુર્યોધન જીત્યો; જેથી સરત મુજબ પાંડવોને બાર વરસ વનવાસ અને તેરમું વરસ ગુપ્ત વનવાસ ભોગવવો પડ્યો. વનવાસ ભોગવ્યા પછી પાંડવ-કૌરવ વચ્ચે યુદ્ધ થયું, જે અઢાર દિવસ ચાલ્યું, તેમાં અસંખ્ય કૌરવસૈન્ય મરાયું, અને છેલ્લે દિવસે ભીમે દુર્યોધનને દ્વંદ્વયુદ્ધમાં સાથળ ઉપર ગદા લગાવી મારી નાંખ્યો. **મનનો મેલો** ( સં. **मनस्** મન; **मलिन** મેલો ) પાપી Sinful. **દુશ્શાસન** ( સં. ) ધૃતરાષ્ટ્રનાં સો પુત્રમાંનો એક. તે શૂર બહાદૂર પણ પાપી હતો. યુધિષ્ઠિરે દ્યુતમાં દ્રૌપદીને મૂકી અને તે હારી ગયા, ત્યારે દુઃશાસન ભરસભામાં દ્રૌપદીને વાળ પકડી ઘસડી લાવ્યો, અને તેનાં ચીર ખેંચવા માંડયા. પણ અનાથના નાથ કૃષ્ણે તેનાં ચીર પૂર્યા અને એમ ખુલ્લી પડવા ન દીધી. દ્રૌપદીનાં ચીર ખેંચાતાં જોઇ ભીમને અતિ ગુસ્સો આવ્યો. અને તેણે દુઃશાસનનું લોહી પીવા પણ લીધું લડાઇને સોળમે દિવસે ભીમે દુઃશાસનને દ્વંદ્વયુદ્ધમાં માર્યો અને તેનું ધરાઇને લોહી પીધું.

૭૬૬. **વરૂવા** ( સં. **वृक** ) વરૂઓ Wolves. **વ્યાળ** ( સં. **व्याल** ) વાઘ.

૭૬૭. **અશ્વત્થામા** ( સં. ) દ્રોણ અને કૃપીનો પુત્ર, અને કૌરવ તરફનો બ્રાહ્મણ યોદ્ધો. તે બહાદૂર અને ક્રોધી હતો. દ્રોણ પછી દુર્યોધને કર્ણને સેનાપતિ નીમવાથી બંને વચ્ચે ઝપાઝપી થતાં દુર્યોધને બંનેને છોડાવ્યા. તે સાત ચીરંજીવીમાંના એક છે ( જુઓ—૬૪૩ ભૃગુરૂપે ). હજી પણ કહે છે કે ભીલ લોકો નર્મદાને કિનારે તેને કોઇ કોઇ વખત જુએ છે. **શલ્ય** ( સં. ) પાંડુની બીજી સ્ત્રી માદ્રીનો ભાઇ, મદ્રદેશનો રાજા. એ નકુળ અને સહદેવનો મામો થાય પહેલાં તેનો વિચાર પાંડવો તરફથી લડવાનો હતો. પણ દુર્યોધને તેને ફોડવાથી

તે દુર્યોધન તરફ જઈ કર્ણનાં સારથી તરીકે લડયો, અને કર્ણનાં મુઆ પછી સેનાપતિ થયો. તેણે એક દિવસ યુદ્ધ ટકાવી રાખ્યું, પણ છેવટે યુધિષ્ઠિરે તેને માર્યો.

૯૬૮. શરની જાળ ( સં. शर તીર; जाल જાળ ) તીરનો વરસાદ Shower of arrows.

૯૬૯. ઉલ્કાપાત ( સં. उल्का ખરતો તારો; पत् પડવું ) ખરતા તારાઓનો વરસાદ; તોફાન. નોટ—તારા ખરે ત્યારે મોટું તોફાન થવાની માન્યતા છે.

૯૭૦ અગ્નિ અસ્ત્રની ( સં. अग्नि દેવતા; अस् ફેંકવું ) અગ્નિ વરસાવનારા હથિઆરોની Fire missiles.

૭૭૧ આયુદ્ધ ધારા ( સં. ) હથિઆરનો મારો Shower of weapons. ભોગળ—લોઢાનાં આગળીઆ જેવી લાકડી Iron-bolt-like sticks. ગદા ( સં. ) Mace. ભાલા ( સં. भल्ल ) ભોંકવાનું હથિઆર Lances. ફરશી ( સં. परशु ) કુહાડી Battle-axes.

૯૭૨ ચાળ ( સં. चल् ચાલવું ) યુક્તિ Plan.

૭૭૩. અર્જુન ( સં. ) ઇંદ્રથી મળેલ કુંતીનો પુત્ર. પાંડવનો ત્રીજો દીકરો. એને ઐંદ્રિ પણ કહે છે. તે દ્રોણ પાસે શસ્ત્ર વિદ્યા શીખ્યો. તે પોતાની બાહાદૂરીથી સ્વયંવરમાં દ્રૌપદી પરણ્યો. તે નાગ કન્યા ઉલૂપીને પણ પરણ્યો, જેનાથી તેને બભ્રુવાહન પુત્ર અને ચિત્રાંગદા પુત્રી થયાં. તે કૃષ્ણની બેન સુભદ્રાને પણ પરણ્યો. તેનાથી તેને અભિમન્યુ પુત્ર થયો. તેને અગ્નિ પાસેથી ગાંડીવ ધનુષ્ય મળ્યું; અગ્નિ સાથે મળી તેણે ખાંડવવન બાળ્યું. તેણે કિરાટરૂપ શિવ સામે યુદ્ધ કર્યું, પણ પછી મહાદેવરૂપે ઓળખવાથી પૂજન કર્યું, તેથી મહાદેવે પશુપતાકાસ્ત્ર આપ્યું. ઇંદ્ર, વરૂણ અને યમે પોતાનાં અસ્ત્રો

તેને આપ્યાં. તેને કૌરવ તરફથી મળેલા વનવાસમાં તેરમે વરસે છુપાવેશે વિરાટ રાજાને ત્યાં બ્યંડળ (નપુંસકનું) રૂપ ધારી ગાયન તથા નૃત્ય રાણી તથા કુંવરીને શીખવવા રહેવું પડ્યું. મહા-ભારતના યુદ્ધમાં તેણે કૃષ્ણ પાસેથી ગીતારૂપી જ્ઞાન મેળવી તેનાં દિવ્ય દર્શન કરી ભીષ્મ, કર્ણ જયદ્રથ જેવા યોદ્ધાઓને માર્યા, અને જય મેળવ્યો; પછી યુધિષ્ઠિર હસ્તિનાપુરની ગાદીએ આવતાં અશ્વમેધ માટે છોડેલા ઘોડા સાથે જતાં અર્જુનને પોતાના પુત્ર બભ્રુવાહન મણીપુરના રાજા સાથે યુદ્ધ થયું, તેમાં બભ્રુવાહન મરાયો પણ તેની મા ઉલુપીએ મંત્ર વડે તેને જીવાડ્યો. અશ્વમેધ કર્યા પછી કૃષ્ણે તેને દ્વારિકા બોલાવ્યો; ત્યાં જાદવાસ્થલિમાં મરાયેલા જાદવોની ક્રિયા કરી હસ્તિનાપુર આવી કૃષ્ણ સ્વધામ પધાર્યાના ખબર યુધિષ્ઠિરને કહ્યા, યુધિષ્ઠિરે તરતજ ખેદ કરી પોતાનાં પૌત્ર પરીક્ષિતને રાજ્ય સોંપી પાંચે પાંડવ તથા, દ્રૌપદી વિગેરે હિમાલયમાં સ્વધામ પધાર્યા. અર્જુન બહાદુર, પ્રમાણિક, યશસ્વી અને સર્વ ગુણ સંપન્ન હતો; તે યુદ્ધ કળામાં પણ પ્રવીણ હતો.

૭૭૫ આંખલડી—આંખ. હાલે—ફરકે Throbs. નારીનું જમણું અંગ ફરકવું અશુભ સૂચક ગણાય છે અને પુરૂષનું ડાબું અંગ અશુભ સૂચક છે (જુઓ ૨૫૮) સાલે (સં. शल्य તીર) ખુંચે છે Pains.

૭૭૮ નિમેષ (સં. नि+मिष् પલકારો મારવો.) આંખનો પલકારો Twinkling. નિમેષ નહિ મળે આંખડીએ—આંખ મીંચાશે નહિ My eyes would not close or twinkle.

૭૮૦ કાં પ્રિયા આંખલડી રાતી કરો—હે વ્હાલી, આંખ લાલચોળ શા માટે કરો છો?

૭૮૧ ચતુરા (સં. चतुर ચાલાક) ચાલાક સ્ત્રી. ક્ષત્રાણી

( સં. ક્ષત્રિ રાજ પુત્ર. ) રાજ પુત્રી. ચઢાવો મુને પાણી–મને ઉત્તેજીત કરો Inspire me with spirit.

૭૮૫ માતાજીને......ફરજો—માને નસીબે લડાઇ જીતી પાછા આવજો. નોટ— પોતાનાં ભાગ્ય કરતાં તેની માનું ભાગ્ય સાસુ પ્રત્યેનો પોતાનો પૂજ્ય ભાવ દર્શાવવા વિશેષ ગણે છે.

૭૮૬ જેવા......થાજો—જેવું આંહિ શૌર્ય વાણીમાં બતાવો છો તેવીજ વીરતા ત્યાં યુદ્ધમાં બતાવજો Be as brave as you are here in words.

૭૮૭ દીપાવો ( સં. दीप પ્રકાશવું ) શોભાવો Make illustrious. ઉપરાજીને ( સં. उप+राज् પ્રકાશવું ) પ્રકટાવીને.

૭૮૮ પાયેલાગી—પગેલાગી Bowed down. આજ્ઞા ( સં ) રજા Leave.

૭૮૯ પતિવ્રતા ( સં. ) પતિનું વ્રત ( આજ્ઞા ) પાળનારી સતી Chaste and dutiful woman. પુંઠલ ( સં. पृष्ट तल ) પાછળ. ખરે આંસુડાં જાણે મોતી—મોતી માફક ટપટપ આંસુઓ ખરતા હતા.

૭૯૦ વરાસો ( સં. विश्रंभ ભરોસો ) ભરોસાથી થતો પશ્ચાત્તાપ Repentance after having confidence. ફરી જુએ તો વારે રે થાય—પાછું વાળી જુએ તો વધારે ઢીલ થાય.

૭૯૧ શિબિર ભણી (સં. शिबिर તંબુ ) તંબુ તરફ.

૭૯૩ પાંચાલી ( સં. ) દ્રોપદી; ભાગીરથી અને જમના નદી વચ્ચે આવેલ અર્વાચીન ચંબલ ( પાંચાલ ) દેશના રાજાની પુત્રી દ્રૌપદીને સ્વયંવરમાં અર્જુન પરણી ઘેર આવ્યો, ત્યારે પાંચે પાંડવોએ પોતાની માતાને કહ્યું કે " મા, અમે આજે સારો લાભ મેળવ્યો છે. " જેથી માએ તે સૌને વ્હેંચી લેવા કહ્યું. પાંડવો

પોતાની માનું વચન ઉથાપતા નહિ હોવાથી દ્રૌપદીને પાંચે વચ્ચે સામાન્ય સ્ત્રી તરીકે રાખી, અને દરેકની બોંતેર બોંતેર દિવસ દ્રૌપદીએ સેવા કરવાનું ઠરાવ્યું. આ મર્યાદા બરાબર પાળવા માટે જ્યારે દ્રૌપદી જેની સ્ત્રી તરીકે હોય ત્યારે તે દ્રૌપદી પાસે હોય તો કોઇ બીજા ભાઇએ ત્યાં જવું નહિ, અને જો જાય તો તેણે ત્રણ વરસનો વનવાસ ભોગવવો એમ ઠરાવ્યું; અને એ પ્રમાણે અર્જુને વનવાસ ભોગવ્યો હતો. યુધિષ્ઠિર દ્યુત રમવામાં તેને મૂકવાથી હારી ગયા ત્યારે સભામાં દુઃશાસને વસ્ત્ર ખેંચી દુઃખ દીધું ત્યારે ધૈર્ય રાખી તેણે ઇશ્વર સ્મરણ કર્યું હતું. જેથી શ્રી કૃષ્ણે તેને વસ્ત્રો પુરી લાજ રાખી હતી. તેણે દુર્વાસા તથા તેના ૬૦૦૦૦ શિષ્યોને ખાવાનું પુરી ટેક જાળવી હતી. તેણે પોતાના સ્વામીઓને મેણાં મારી લડાઇ માટે ઉત્તેજીત કર્યાં હતા. સુભદ્રાના સીમંતના મોસાળાની પેહેરામણીમાં શ્રી કૃષ્ણ દ્રૌપદીને ભૂલી ગયા હતા તે શ્રી કૃષ્ણને જાણ થતાં પાછળથી પેહેરામણી આપવા આવ્યા તે તેણે લીધી નહિ; અને કહ્યું કે "જરૂરને વખતે વસ્ત્રો પુરજો" તેથી શ્રી કૃષ્ણે તેની સ્તુતિથી વસ્ત્રહરણ વખતે તેને ચીર પુર્યાં. દ્રૌપદી મહાન સતી તરીકે પાંચ કન્યામાંની એક ગણાય છે:—

अहल्या द्रौपदी सीता तारा मंदोदरी तथा ।
पंचकन्याः स्मरेन् नित्यं महापातकनाशिनीः ॥

અર્થ—અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા ને મંદોદરી એ પાંચ કન્યાઓનું હમેશ સ્મરણ કરવાથી પાપ નાશ થાય છે. કેડને વાળી—વાંકા વળીને Bending down.

૭૯૪ રથ પ્રહારે ( સં. रथ प्रहार ) રથના ગડગડાટથી By the driving of the chariot. મહિધર ( સં. महि પૃથ્વી + धृ ધરવું ) શેષનાગ. એ વિષ્ણુ ભગવાનનું શયન સ્થાન છે. તેણે પોતાના એક હજાર મસ્તક ઉપર પૃથ્વીને ધારણ કરેલ છે.

તે કશ્યપને કદ્રુનો પુત્ર અને નાગનો રાજા છે. તેનું નિવાસ સ્થાન પાતાલ કહેવાય છે. તેણે રામાવતારમાં લક્ષ્મણરૂપે અને કૃષ્ણાવતારમાં બળરામરૂપે અવતાર લીધા કહેવાય છે. તેનાં બીજાં નામ નીચે પ્રમાણે છેઃ—

वासुकिः सर्पराट् शेषोऽनन्तो नागराजस्तथा ।

અર્થ—વાસુકિ, સર્પરાજ, શેષ, અનંત, નાગરાજ વિગેરે.

૭૯૫. આથડે ( સં. आ સુધી + स्था ઉભવું ) લડે Collided. કટક ( સં. ) લશ્કર.

૭૯૬. દુંદુભી શબ્દ ( સં. ) નગારાંનાં અવાજ. જેમ મેઘ અષાડો ધડહુડે—જેવી રીતે અષાડ માસના વરસતા મેઘમાં ગર્જનાઓ થાય તેમ.

૭૯૭. ધડહુડે—ગર્જના કરે. રેણુ ( સં. ) ધુળ Dust. ધડહુડે........ગગનરે—વાદળની પેઠે સૈન્યના અથડાવાથી ધુળ ઉડતી ઉડતી આકાશ સુધી પહોંચી.

## તીર્થવાસી ને નાણાવટી.

જુનાગઢનો નાગર નરસિંહ મેહેતો વિષ્ણુ ભક્ત હોવાથી બીજા નાગર જે શિવભક્ત હતા, તે તેની અતિશય હાંસી કરતા. એક વખત ત્યાં ચાર જાત્રાળુ આવ્યા, તેને દ્વારિકા જવાનું હોવાથી રસ્તામાં વાઘેર લોકો લૂંટી લે નહિ માટે હુંડી લેવાનો વિચાર કરી ગામમાં કોઇ હુંડી લખી આપે તેવા માણસ વિષે ચોરે બેઠેલા નાગરોને પૂછ્યું. આથી નાગરોએ મશ્કરીમાં નરસિંહ મેહેતાનું ઘર બતાવ્યું. જાત્રાળુઓ નરસિંહ મેહેતાને ઘેર ગયા ત્યારે તે ભજન મંડળી લગાવી બેઠા હતા, તેણે જાત્રાળુઓને આવવાનું કારણ પૂછ્યું, એટલે તેમણે રૂપીઆ સાતશેંની હુંડી માગી. તે ઉપરથી નરસિંહ મેહેતાએ પોતાની કોઇએ મશ્કરી કર્યાનું સમજી ઇશ્વરમાં વિશ્વાસ રાખી રૂપીઆ સાતસેં ગણી

સામળશાહના નામની દ્વારિકાની હુંડી લખી આપી. તે લઇ જાત્રાળુઓ દ્વારિકામાં જઇ ગોમતીમાં સ્નાન કરી શ્રી રણછોડજીનાં દર્શન કરી બજારમાં શામળશાહની પેઢી શોધવા નીકળ્યા. પણ તેનો પતો નહિ લાગવાથી નિરાશ થઇ પાછા જુનાગઢ જતા હતા, તેવામાં સામા શામળશાહ શેઠરૂપે શ્રી ભગવાન મળ્યા તેનું વર્ણન તથા હુંડીના રૂપીઆ ગણી ઉપર સો વધારે આપી નરસિંહ મેહેતાનો કાગળ લખી આપે છે તે વર્ણવે છે.

તીર્થવાસી (સં. तीर्थ પવિત્ર સ્થળ; वस् રહેવું) જાત્રાળુઓ Pilgrims. નાણાવટી (સં. नाणक સીકો + वाट પ્રદેશ) શરાફ Shroff; Banker.

૭૯૯ વેદ (સં. विद् જાણવું) જ્ઞાન આપનારાં ચાર પુસ્તકો; ચારવેદ. પહેલાં વેદ ત્રણ હતા. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ. તેને ત્રયી કહે છે. પાછળથી ચોથો વેદ અથર્વવેદ ઉમેરવામાં આવેલ છે. દરેક વેદનાં બે ભાગ છેઃ---૧ મંત્ર અથવા સંહિતા, ૨ બ્રાહ્મણ. આ વેદોને અપૌરૂષેય અર્થાત્ દૈવી કહે છે; અને તે ઇશ્વરે કહેલા છે; અને ઋષિઓએ સાંભળવાથી તેમને શ્રુતિ કહે છે. તે સ્મૃતિથી જુદા છે, કારણ કે તે મુનિઓ પ્રણીત છે. પુરાણે (સં. पुराण ધર્મ ગ્રન્થ) પુરાણોમાં. પુરાણો અઢાર છે; અને તે વ્યાસજીએ રચેલાં છે. દરેક પુરાણમાં પાંચ બાબત આપેલ હોવાથી તેને પંચલક્ષણ કહે છે, જે નીચે પ્રમાણે છેઃ—૧ સર્ગ-વિશ્વ ઉત્પત્તિ, ૨ પ્રતિસર્ગ-તે પછીની મૂળ કારણમાંથી ઉત્પત્તિ, ૩ વંશ-વંશનો વિસ્તાર, ૪ મન્વંતર-૧૪ મુખ્ય મનુઓનાં અવતાર, ૫ વંશાનુચરિત-દરેક વંશના આચરણ. અઢાર પુરાણનાં નામ નીચે મુજબ છે;—૧ બ્રહ્મ પુરાણ, ૨ પદ્મ પુરાણ, ૩ વિષ્ણુ પુરાણ, ૪ શિવપુરાણ, ૫ ભાગવતપુરાણ, ૬ નારદપુરાણ, ૭ માર્કંડપુરાણ, ૮ અગ્નિપુરાણ, ૯ ભવિષ્યપુરાણ, ૧૦ બ્રહ્મવૈવર્તપુરાણ, ૧૧ લિંગપુરાણ, ૧૨ વારાહપુરાણ, ૧૩ સ્કંધપુરાણ,

૧૪ વામનપુરાણ, ૧૫ કૂર્મપુરાણ, ૧૬ મત્સ્યપુરાણ, ૧૭ ગરૂડપુરાણ, અને ૧૮ બ્રહ્માંડપુરાણ. Hindu mythological works.

૮૦૦. **આગમની** ( સં. **आ + गम्** આવવું ) આવવાની. **ઉલટી–જુદી.**

૮૦૧. **ગોમતીજીના** ( સં. **गोमती** ) દ્વારિકા પાસે વ્હેતી નદીના. **ઘાટમાં** ( સં. **घट्ट** ) બાંધેલા આરા ઉપર On the steps for bathing in the river.

૮૦૨. **ચઉટાની ચાલે**—બજારને રસ્તે On tho way to the bazar.

૮૦૪. **ભીનેવાન**—શ્યામવર્ણ.

૮૦૫. **વેતાલ** ( સં. **वेताल** રાક્ષસ ) રાક્ષસ જેવું.

૮૦૬. **પરવાળી રે** ( સં. **प्रवाल** પરવાળું ) પરવાળાં જેવાં લાલ. **અણીઆળી**—અણિદાર ( સં. **अणि** ધરીની સોય + **आल** વાળું ) Pointed.

૮૦૭ **નાસિકા દીવાની સળકે રે**—નાક જાણે દીવાની જ્યોત હોય તેવું તેજસ્વી Nose bright like the flame of the lamp.

૮૦૮. **દીસે.... હસતારે**—મુખ જાણે હસતું હોય તેવું છે. **હીરા.....કશતારે**—ઘસેલા હીરા જેવા ચકચક તેજ કરે છે Teeth as bright as cut-diamonds. કસતારે ( સં. **कष्** ઘસવું ) ઘસેલા; ઓપેલા.

૮૧૧. **ધનરેખ** ( સં. **धनरेखा** ) સામુદ્રિક પ્રમાણે હાથની હથેળીમાં જેવામાં આવતી ધનની રેખા.

૮૧૨ **તાઈ** ( સં. **तन** તાણવું ) અંગરખું Coat. **હરજી**—હરિએ. દરજી ( ફા. **दर्जि** ) સઇ Tailor.

૮૧૩. છે ટુંકડાં બંધન બેવડા રે—ટુંકા બેવડા બાંધાનું અંગરખું છે Coat has short double ties.

૮૧૪. લટકો– લ્હેકો Graceful gesture. દોરીનો પટકો (સં. દોર દોરી; पट વસ્ત્ર) દોરીવાળા કપડાનો ભેંઠ માટેનો કટકો Pieces of string-woven cloth for waist-band.

૮૧૫. ફુમતડાં (સં. पद्मभ કમળની આકૃતિ; ફા. पुंब કપાસ) છોગાં Tufts. જ્યોતરે (સં. ज्योतिः તેજ) ચમકતાં. દોત (અરબી दुवात) ખડીઓ Inkstand.

૮૧૬. ફાળીએ (સં. स्फाट् ફાડવું) પટકે.

૮૧૭. દુંદાળાને (સં. तुंदु ઢોલ; तुंदिल મોટા પેટવાળો) મોટા પેટવાળાને. ફાંદ—મોટું પેટ Pot-belly.

૮૧૮. પાંચે સાજા રે (સં. पंच પાંચ; सद्यम् તરતજ) પાંચે વસ્ત્ર નવાં. નોટ—અંગરખુ, ધોતીઉં, પાઘડી, પછેડી અને ભેંકનો પટકો એ પાંચ વસ્ત્ર પહેરેલાં છે.

૮૧૯. વાઘો—જામો Dress. બીરાજે (સં. वि + राज શોભવું) શોભે. કેશર (સં.) કેશરી રંગનો Saffron-coloured. પારેખ (સં. परि + ईक्ष् પરીક્ષા કરવી) શરાફ Banker.

૮૨૦. નીચે ખામણે (સં. नीच નીચું; स्कंभ ટેકો) બેઠ બાટે Short stature. જાયે તેને ખામણે—તેનાં ઓવારણાં લે છે Wishes well to.

૮૨૧ ઉદ્ધવ (સં.) કૃષ્ણનો યાદવ કાકો અને મિત્ર, કૃષ્ણને અક્રુર જ્યારે મથુરા લઇ ગયો, ત્યારે ગોકુળના લોકોએ કૃષ્ણને તેડવા ઉદ્ધવને મોકલ્યો; તેણે કૃષ્ણે કંસને માર્યા વિગેરે પરાક્રમની હકીકત ગોકુળમાં કહી. તે કૃષ્ણને બહુ પ્રિય હતો. જ્યારે યાદવોનો નાશ થવાનો આવ્યું ત્યારે તેણે શું કરવું તે કૃષ્ણને પૂછ્યું. જેથી કૃષ્ણે તેને બદરિકાશ્રમમાં

જઇ સ્વર્ગ મેળવવા તપ કરવા કહ્યું. તેણે ઉદ્ધવ દૂત અને ઉદ્ધવ સંદેશ નામના બે પ્રખ્યાત કાવ્ય બનાવ્યા છે. અક્રૂર (સં.) કૃષ્ણનો યાદવ કાકો અને મિત્ર. તે કંસની વતી કૃષ્ણને તેડવા ગોકુળ આવ્યો અને મથુરા ગયો ત્યારે રસ્તામાં જમનાજી ઉતરતાં કૃષ્ણે તેને દિવ્ય દર્શન કરાવ્યા, એટલે અક્રુરે કૃષ્ણને ભગવાનરૂપે ઓળખ્યા. કંસને માર્યા પછી કૃષ્ણે તેને પાંડવોની ખબર લેવા મોકલ્યો ત્યાં તેની બ્હેન કુંતાએ પોતાનાં ભત્રિજા કૃષ્ણ વિગેરેની હકીકત પૂછી તથા પોતાનાં દુઃખો કહ્યા. અક્રુરે ધૃતરાષ્ટ્રને મળી યુધિષ્ઠિરને ગાદી આપવા સમજાવ્યો પણ તેણે દુર્યોધન વશ પોતે હોવાથી પોતાની અશક્તિ જણાવી. આ સર્વ બીના કૃષ્ણને અક્રૂરે મથુરા આવી કહી.

૮૨૨. હનુમાન (સં. हनुमत) રામચંદ્રજીનો વાનર ભક્ત. એ અંજનાનો મરૂતે (પવને) આપેલ પુત્ર હોવાથી મારૂતી કે અંજના સુત કહેવાય છે. તેણે રામચંદ્રજીના વનવાસમાં ગુમ થએલ સીતાની શોધ કરી પાછી મેળવવામા મદદ કરી હતી. એ સાત ચિરંજીવીમાંનાં એક છે. (જુઓ—૬૪૩ ભૃગુરૂપે). કપિલ (સં.) એક મહાન ઋષિ. સગર રાજાનો યજ્ઞનો ઘોડો ઇંદ્ર હરી જવાથી તે લેવા તેના ૬૦૦૦૦ પુત્રો ગયા, તેમને રસ્તામાં કપિલ મુનિ મળતાં તેના ઉપર વ્હેમ લાવ્યાથી તેણે તેમને બાળી ભસ્મ કર્યા. તે સાંખ્ય દર્શન શાસ્ત્રના કર્તા ગણાય છે. સુદામો (સં. सुदामन) શ્રી કૃષ્ણનો મિત્ર. તે કૃષ્ણનો સાહાધ્યાયી મિત્ર હતો, અને બહુજ ગરીબી હાલતનો હતો. તે શ્રી કૃષ્ણને દ્વારિકામાં મળવા આવ્યો, ત્યારે તેના ચપટી તાંદુલમાં શ્રી કૃષ્ણે તેને સંપૂર્ણ રિદ્ધિ સિદ્ધિ આપી.

૮૨૩. પારખ—પારેખ. ઉપમાન (સં. उप નજીક + मा માપવું) ઉપમા Credit. જ્યેષ્ટિકાદાર (સં. यष्टिका છડી + धृ ધરવું) છડીદાર.

૮૨૪. વિદુરના ( સં. विदुर ) પાંડુરાજાનો નાનો ભાઇ; અર્જુનનો કાકો. પરાશરની સ્ત્રી સત્યવતીએ પોતાની બંને પુત્રવધુઓને પાંડુ બહુ માંદો અને ધૃતરાષ્ટ્ર આંધળો એવા રાજ્યને માટે નાલાયક પુત્રો વ્યાસજીથી ઉત્પન્ન થતાં, ફરી એક વાર પુત્ર આપવા વ્યાસજીને વિનતી કરી. તેથી તેની જ્યેષ્ઠ વિધવા વધૂએ પોતાની દાસીને પોતાનાં કપડાં પેહેરાવી વ્યાસ પાસે મોકલી, જેથી તે વિદુરની માતા થઇ. દાસી પોતે ગુણવાન હોવાથી તેનો પુત્ર વિદુર ડાહ્યો અને ગુણ-વાન થયો. તે પાંડવોને ચાહતો, અને તેમને અનેક સંકટોમાંથી બચાવ્યા. શ્રી કૃષ્ણ દુર્યોધન પાસે પાંડવોનીવતી વિષ્ટી કરવા ગયેલ, ત્યારે દુર્યોધનનું અન્ન ખાઇ લુણ હરામ ન થવા ખાતર તેણે વિદુ-રના આગ્રહથી તેને ઘેર જઇ ભાજી ખાધી. વહીરે ( સં. वह् વ્હેવું; જેમાં ખાતાઓનો પ્રવાહ હોય તે ) ચોપડો Account book.

૮૨૫ પારસી (સં. पारसीक પર્શીઆ-ઈરાન) સમસ્યાવાળી બોલી Mystrious speech. તોતળી—બોબડી Faltering.

૮૨૬ શ્યામળા ( સં. श्याम કાળો ) સામળશાહ.

૮૨૭ અર્થ સરસે હવોરે—હવે કામ થશે ( સં. अर्थ કામ; सृ સરવું )

૮૨૮ ભારે ( સં. भार વજન ) આબરૂદાર.

૮૨૯ પામતારે—પહોંચતા; સુખી Happy.

૮૩૦ કારણરૂપ—નવાઇ જેવું. દર્શને ( સં. दृश् જોવું ) જોવાથી.

૮૩૧ હુંડીવાળા—હુંડીલેનારા Bill-exchangers. એં-ધાણીઓ ( સં. अपि આસપાસ+धा મૂકવું ) નિશાનીઓ.

૮૩૨ શાણી—સુજ્ઞ, આધા........જાણીરે—તે સુજ્ઞે (શામળશાહે) આધા જઇ પાછા આવીને અર્થાત્ નજીક જઇને તેમનાં મનની હકીકત પૂછી.

૮૩૩. કાંઈ ઓછી...આણીરે—શરમ મૂકીને Leaving off shyness.

૮૩૪. નામી (સં. नम् નમવું નું પ્રેરક નામવું) નમાવી. જુનેગઢથી-કાઠીઆવાડમાં સોરઠ પ્રાંતનું મુખ્ય શહેર. ત્યાં તે વખતે હિંદુ રાજ્ય હોઇ માંડલિક રાજા રાજ્ય કરતો હતો. હાલમાં મુસલમાની નવાબનું રાજ્ય છે, અને પડેલા વર્ગનું સોરઠ પ્રાંત પોલીટીકલ એજંટની દેખરેખ નીચે છે. ત્યાંના રાજ્ય કર્તાને દીવાની ફોજદારી ફુલ અખત્યાર છે. ત્યાં હાઇસ્કુલ તથા કોલેજ છે. એ શહેર પાસે ગીરનાર પર્વત છે જ્યાં હિંદુઓ જાત્રા કરવા જાય છે, શિવરાત્રીમાં ત્યાં મોટો મેળો ભરાય છે.

૮૩૫. હુંડી—નાણા મળવા માટેનો પત્ર Bill of exchange.

૮૩૬. ભગવાન (સં. भगवत्) ભાગ્યશાળી પ્રભુ.

૮૩૭ ચતુર્ભુજ (સં. चतुर् ચાર + भुज હાથ) શામળ શાહરૂપી ભગવાને.

૮૩૯ વહેલી વહેલી—જલદી જલદી. ઉકેલી (સં. उद् + कील् ચોડવું) ઉખેડી Unfolding.

૮૪૦ દ્વારામતી (સં.) દ્વારીકા. શ્રી કૃષ્ણની યાદવ વંશની રાજ્યધાની હતી. એમાં શ્રી રણછોડજીનું મંદીર છે. હિંદુઓનું એ પરમ જાત્રાનું સ્થળ છે. ત્યાંથી રણછોડજીની અસલ મૂર્તિ ભક્ત બોડાણો ડાકોરમાં લાવેલ કહેવાય છે. હાલની મૂર્તિ ત્યાંના પુજારી ગુગળીબ્રાહ્મણોએ તેમનાં સ્વપ્નમાં આવેલી કુવામાંથી ખોદી કાઢેલી છે. દ્વારિકા હાલ ગાયકવાડને તાબે છે. ત્યાં જામનગર થઇ રેલ્વે માર્ગે

જવાય છે. પાસે ગોમતી નદી પણ વહે છે. ત્યાં નહાવા અસંખ્ય જાત્રાળુઓ જાય છે.

૮૪૧. મેર—દયા (સં. मेरू મેરૂ પર્વત). દીનદયાળ (સં. दीन ગરીબ + दयालु દયાળ) ગરીબોપર દયા કરવાવાળા. ગૌબ્રાહ્મણ પ્રતિપાળ (સં. गो ગાય + ब्राह्मण બ્રાહ્મણ + प्रतिपालू પાળવું) ગાય તથા બ્રાહ્મણનું રક્ષણ કરનાર.

૮૪૨. ઉપમા જોગ (સં. उपमा योग्य) ઉપમા લાયક Deserving dignities.

૮૪૩. પરમારથ (સં परम મોટું + अर्थ કામ) પારકું ભલું. વાસુદેવ (સં.) વસુદેવનો પુત્ર.

૮૪૫. શીકારજો (સં. स्विं + कृ પોતાનું કરવું) ગ્રહણ કરજો Accept; Honour.

૮૪૬. એક ઘડી........ઉધારો રે—એક ઘડીની ઢીલ (વાયદો) કરશો નહિ. ઉધારો (સં. उद् + धृ નીચે પકડવું) ઢીલ. કાર (સં. कृ કરવું) વ્યવહાર Influence.

૮૪૭. ધામ (સં. धामन्) ઘર. રાખો-થજો. વિશ્રામ (સં. वि + श्रम આરામ લેવો) શાંતિનું સ્થાન. રાખો......વિશ્રામ રે—આ સેવકને શાંતિનું ઠેકાણું છે તે કાયમ રહેવા દેજો Be the relief of this servant.

૮૪૮ નાથ......પાણીરે—હે પ્રભુ, નાણા આપ્યા પછી તપાસ કરજો કે કોને નાણા આપ્યા અર્થાત્ તે પાછા મળવાનાં નથી Consult anybody if you please after paying off the amount.

૮૪૯ વિનાત.....ધણીરે—થોડું લખ્યું ઝાઝું કરી જાણજો

Have a broad view of what little I have requested.

૮૫૧ જ્યાં નરસૈયો વેચે ત્યાં વેચાઇએરે—અમે નરસિંહ-મેહેતાને આધીન છીએ We quite depend upon Narasinh Mehta.

૮૫૨ લેશે રે ( સં. लेश ) જરા પણ. સંદેશે રે ( સં. सं + दिश् બતાવવું ) વચને On word.

૮૫૩. અવિનાશરે ( સં. अ નહિ + वि + नश् નાશ પામવું ) નાશરહિત શામળશાહરૂપી પ્રભુ.

૮૫૬ વૈષ્ણવ (સં.) વિષ્ણુના ભક્તો. જેવા—જેના ભક્તો.

૮૫૭ વિધિ (સં.) વ્યવહાર; વેપાર. મેહેતાની......માંડીરે —મેહેતાને નામે વેપાર ચલાવીએ છીએ We trade in the name of Meheta.

૮૫૮ પરિવાર ( સં. ) કુટુંબ. આશરો ( સં. आश्रय ) આધાર.

૮૬૦. રૂપિયાના થોકરે ( સં. रौप्य રૂપું; स्तोम ઢગલો ) રૂપીઆની થોકે.

૮૬૧. સો ઉપર ( સં. शत સો; पर બીજા ) સો વધારે Hundred extra. ખરચ ખુટણને કાજરે ( ફા. खरच ખરચ; સં. क्रुट् અટકવું; कार्य કાજ ) ફાલતુ વાપરવા માટે For extra expenses.

## સુધન્વાને પિતાની પ્રતિજ્ઞા.

પાંડવોએ અશ્વમેધ કર્યો તેનો ઘોડો ચંપાવતીનાં રાજા હંસ-ધ્વજે બાંધ્યો, તેને કર્ણના પુત્ર વૃક્ષકેતુએ પાંડવો સામા ન લડવા કહ્યું

સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ. તેથી પાંડવો સામા લડવા માટે હંસધ્વજે પોતાના બ્રાહ્મણ પુરોહિત શંખ અને લેખની સલાહથી નગરમાંથી બીજે દિવસે સવારના પહોર દિવસ ચડયા પહેલાં સૌ લોકોએ પાંડવ સામા લડવા માટે હાજર થવાનો અને નહિં આવે તેને અથવા મોડો આવશે તેને તેલની ઉકળતી કળામાં તળવાનો ઢંઢેરો પીટાવ્યો. જેથી સવારનાં સૌ લોકો નગર બહાર હાજર થયા. પણ હંસધ્વજનો પુત્ર સુધન્વા નાહી ધોઇ ઇશ્વર પુજન કરવામાં તલ્લીન રહેવાથી મોડું થતાં વેળાસર જઇ શક્યો નહિ. તેથી સુધન્વા પુરોહિતોને દરેક ખટપટમાં આડે આવતો હોવાથી તેનું સાલ કાઢવા માટે તેમણે રાજાને સુધન્વા માત્ર સવા પહોર થતાં પણ હાજર નહિ થયાની ચાડી કરી. આથી રાજાએ તેનો ન્યાય કરવા તેમને સોંપ્યું. પુરોહિતોએ તેને બાંધી મંગાવી તેલની કળામાં તળવા રાજાને કહ્યું. રાજદૂતો સુધન્વાને બાંધી રાજા સમક્ષ લાવ્યા, ત્યારે તેની મા સુખવતી, બ્હેન કોવલિકા તથા સ્ત્રી પ્રભાવતી આવી રાજાને વિનવવા લાગ્યા, આથી રાજાને દયા આવી. એટલે પુરોહિતો રાજાને અનેક મેહેણાં દઇ રીસાઇ ચાલ્યા; તેમની પાછળ જઇ રાજાએ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા કહી પાછા લાવ્યા; તથા રાજાએ પોતાની પ્રતિજ્ઞા મુજબ સુધન્વાને તેલમાં તળવાનો હુકમ કર્યો તે આ કડવામાં વર્ણવેલ છે. રાજાએ સુધન્વાને તેલમાં નાંખ્યો કે તેને તેલ ટાઢું જણાયાથી તે તેમાં ન્હાવા લાગ્યો. આથી પુરોતોએ તે તેલ ટાઢું હોવાનું કહી તેમાં નાળીયેર નંખાવ્યું; તે ચરડાટ કરતું ફાટી તેના બે ટુકડા થયા; તે શંખ લેખ બંને બ્રાહ્મણોને એક એક ઉડી માથામાં વાગ્યા; અને પોતાના દુરાગ્રહ તથા જુલમનાં ફળ ભોગવવા પડયા.

**સુધન્વાને** ( સં. **સુધન્વન્** ) ચંપાવતી નગરીનાં રાજા હંસધ્વજનો પુત્ર. તે પરમ વિષ્ણુભક્ત હતો. તે ધનુર્વિદ્યામાં ઘણો કુશળ હતો. તે તેલની કળામાંથી જીવતો નીકળતાં પાંડવો સામો લડયો,

તેમાં અર્જુનને હંફાવી તેનો મદ તોડયો; પણ અર્જુનને શ્રીકૃષ્ણની મદદ હોવાથી તે મોહાસ્ત્ર બાણથી મરાયો. પિતાની (સં. पितृ બાપ) હંસધ્વજ રાજાની. પ્રતિજ્ઞા (સં.) પણ Vow.

૮૬૫. સ્વામી ઋષિજી (સં. स्वामिन् ધણી; ऋषि મુનિ) બ્રાહ્મણ પુરોહિત, શંખ અને લેખ. રીસાવી (સં. रिष् ગુસ્સે થવું) ગુસ્સે થઇ.

૮૬૬. યોધ (સં.) વીર.

૮૬૮. સત્પાત્ર (સં.) સત્પુરૂષો; બ્રાહ્મણો.

૮૭૦. અળખામણું (સં. अ નહિ + लक्ष् જોવું) પ્રતિકુળ; ધિક્કારને પાત્ર Disagreeable. તન (સં. तनय; तनु) પુત્ર.

૮૭૧. સાથી સત્યના—સત્ય હોય ત્યાંજ રહેનાર Companions of truth. ઉન્માર્ગ સામું શાંત—સત્ય છોડી ચાલનારનાં સામાં શાંત રહેનારા (સ. उन्मार्ग ઉલટો માર્ગ; शांत શાંત).

૮૭૨. વૃત્તાંત (સં.) હકીકત Instance.

૮૭૩. લિખત (સં.) શંખ નામના પુરોહિતનો ભાઇ લેખ.

૮૭૪. બદ્રીફળ (સં. बदरिफल) બોરનું ફળ Jujube fruit.

૮૭૫. ભક્ષ કીધા પૂંઠે—ખાધા પછી.

૮૭૬. દંડ (સં.) શિક્ષા. દીજે (સં. दा દેવું) કરો.

૮૭૭. મિતાક્ષરા શાસ્ત્ર (સં. मित + अक्षर + शास्त्र) યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ઉપર ટીકાવાળું ન્યાયનું પુસ્તક. સમસ્ત (સં. सं સાથે + अस् ફેંકવું) બધા.

૮૭૯. છેદતામાં સત્ય દીઠ્યું—છેદવા જતાં સાચ આગળ આવવાથી.

૮૮૦. હરિપ્રતાપે—ઈશ્વરની કૃપાથી. સદ્ય (સં.) એકદમ.

૮૮૨. નાઠું (સં. नश् નાશ પામવું) ગયું.

૮૮૪. હોમ કરવો (સં. हु યજ્ઞ કરવો) બલિદાન આપવું Sacrifice as an offering.

૮૮૫. સેન (સં. सैन्य) સેના.

૮૮૬. આજ્ઞા આપી દાસને—નોકરને હુકમ કર્યો. પેણા—તવો; કઢાઇ Frying pan.

૮૮૮. સોંપ્યો છે અધિકાર—હુકમ કર્યો છે (સં. अधि+कृ સત્તા ચલાવવી).

૮૯૦ પુરોહિત (સં.) ગોર Family priest. વિધિએ (સં. विधि) વિધાતાએ Goddess of fate. આંક (સં. अंक ચિન્હ) લેખ.

૮૯. રાજસૂય (સં. राजन् રાજા + सू યજ્ઞ કરવો) સાર્વભૌમત્વ જાહેર કરવા માટે કરવામાં આવતો યજ્ઞ Sacrifice to be performed to declare undisputed sovereignty at the time of coronation યજ્ઞ (સં. यज् યજ્ઞ કરવો) હોમ. ધર્મ (સં.) ધર્મરૂપી Righteous. યુધિષ્ઠિર ભૂપ (સં.) જુઓ—૨૦૧ ધર્મને.

૮૯૨. વેળા (સં. वेला) વખત. નિગમવા (સં. निर् + गम् ગાળવું) ગાળવા Pass. કંક ઋષિનું (સં. कंक-ऋषि) પાંડવોનાં વનવાસ દરમ્યાન તેરમું વરસ છૂપી રીતે વિતાડવાનું હોવાથી યુધિષ્ઠિર મચ્છદેશનાં વિરાટરાજાને ત્યાં કંક નામના બ્રાહ્મણનું રૂપ ધરી દ્યુતવિદ્યા શીખવવા રહ્યા હતા તેનું.

૮૯૩. ખાંડવ વન ( સં. ) કુરૂક્ષેત્ર નજીક આવેલ ઈદ્રનું પવિત્ર જંગલ. નોટ—અર્જુને આ વન શ્રીકૃષ્ણની મદદથી બાળવામાં અગ્નિને મદદ કરી હતી. તેથી અગ્નિએ પ્રસન્ન થઇ તેને ગાંડિવ ધનુષ્ય આપ્યું હતું. દહન કીધું ( સં. दह् બાળવું ) બાળ્યું. સાથ ( સં. सार्थ સાથી ) સહાયક.

૮૯૪. વ્યંડળ ( સં ) હીજડો Eunuch. નોટ–પાંડવોનાં વનવાસના તેરમે વરસે અર્જુન વિરાટરાજાને ત્યાં જનાનામાં રાજકન્યાને ગાયન તથા નૃત્યવિદ્યા શીખવવા વ્યંડળનો વેશ ધારી રહ્યો હતો. ચૂડી—બંગડી Bracelets.

૮૯૫. નકુળ ( સં. ) પાંડુનો ચોથો પુત્ર. એ બીજી રાણી માદ્રીનો પુત્ર હતો. તે તેણે સૂર્ય પાસેથી મેળવ્યો હતો. તે અશ્વવિદ્યામાં બહુ કુશળ હતો. તેથી તે પાંડવોના વનવાસમાં તેરમે વરસે વિરાટરાજાને ત્યાં અશ્વશાળાની દેખરેખ માટે રહ્યો હતો. સહદેવ ( સં. ) એ પાંડુનો પાંચમો પુત્ર માદ્રીથી થએલ હતો. તે ચંદ્ર પાસેથી તેણે મેળવ્યો હતો. એ જ્યોતિષવિદ્યામાં કુશળ હતો. પાંડવોના વનવાસમાં તેરમે વરસે તે વિરાટરાજાને ત્યાં ગાયો ચારવા માટે રહેલ હતો.

૮૯૬. ભીમ ( સં. ) એ પાંડુનો બીજો પુત્ર કુંતાથી જન્મેલ હતો. તે તેણે વાયુથી મેળવ્યો હતો, તે બાળપણથીજ પરાક્રમી હતો. તે બહુજ આહારી હોવાથી વૃકોદર કહેવાયો. તેનું આયુધ ગદા હતી. તેણે હિડિંબા, બક, જરાસંધ વિગેરે અસુરોને માર્યા હતા. દુઃશાસને દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચેલા હોવાથી તેણે પોતાની પ્રતિજ્ઞા મુજબ તેને મારી તેનું લોહી ધરાઇ પીધું હતું. તેણે દુર્યોધનને સાથળ ઉપર ગદા મારી મારી નાંખ્યો હતો. પાંડવોનાં વનવાસનાં તેરમે વરસે તે વિરાટરાજાને ત્યાં રસોયા તરિકે છૂપી રીતે રહ્યો હતો. ત્યાં વિરાટરાજાનાં સાળા કીચક દ્રૌપદી ઉપર કુદૃષ્ટિ નાંખવાથી

તેણે તેને માર્યો હતો. તેણે જેઠ શુદ અગ્યારસને દિવસે પાણી પણ પીધા વગર ઉપવાસ કર્યાથી તે દિવસને લોકો ભીમ અગ્યારસ કહે છે. નીપાય ( સં. निस् + पद् નિપજવુંનું પ્રેરક રૂપ નીપાવવું ) બનાવે.

૯૯૯. લલાટ પટલે ( સં. ललाट पटल ) કપાળે. ન્યુનાધિક ( સં. न्यून ઓછું + अधिक વધારે ) ઓછાવત્તા. નોટ—આહિં કવિ શ્રી પ્રેમાનંદ ભર્તૃહરિનાં નીચે લખેલા *શ્લોકનું સ્મરણ કરાવે છેઃ—

**लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः ॥**

**અર્થ**:—કપાળે લખેલું કોણ ભૂંસવાને સમર્થ છે ?

## કુંભકર્ણની ગાઢ નિદ્રા.

રાવણ શ્રી રામચંદ્રજીની સ્ત્રી સીતાને હરી જવાથી તેની સાથે યુદ્ધ કરવા શ્રી રામચંદ્ર વાનર સૈન્ય લઇ ચઢી આવ્યા. તે યુદ્ધમાં રાવણનો પુત્ર ઇંદ્રજીત મરાયાથી સૈન્યનાં સેનાપતિ તરીકે મોકલવા પોતાનાં ભાઇ કુંભકર્ણને રાવણે જગાડવા માંડયો તેનું વર્ણન આહિ કવિએ આપેલ છે. આ કુંભકર્ણે ઇંદ્ર તથા ઐરાવત હાથીને હેરાન કર્યા પછી બ્રહ્માનું તપ કરી તેના પાસે ઇંદ્રપદ માગ્યું. પણ દેવોની વિનતીથી સરસ્વતીએ તેની જીભે ઇંદ્રપદને બદલે નિદ્રાપદ બોલાવી દીધું. આથી તે નિદ્રાને ભોગ પડી રહેતો; અને છ માસ સુધી ખાધા વગર ઉધ્યાજ કરતો. જ્યારે જાગતો ત્યારે અતિશય આહાર કરતો. તે લડવા ગયો, ત્યારે લગભગ ૨૦૦૦ પીપ દારૂ પીને ગયો હતો. તેણે સુગ્રીવને કેદ કરી અનેક વાનરોને માર્યા હતા. છેવટે તેને રામે માર્યો.

**કુંભકર્ણની** ( સં. कुंभकर्ण ) રાવણના ભાઇની. ગાઢ ( સં. गाह् દાખલ થવું ) અતિશય Sound. નિદ્રા ( સં. ) ઉંઘ Sleep.

૯૦૧. ભીડ ( સં. भिद् ભાંગવું ) સંકટ Trouble. રાવણ

(સં.) આ લંકાનો દાનવ રાજા હતો, અને કુબેરનો ઓરમાન ભાઇ, વિશ્રવાનો કેશીનીથી ઉત્પન્ન થએલ પુત્ર હતો. દશ મસ્તક હોવાથી તેને દશગ્રીવ કહેવાયો. તેને વીશ હાથ હતા. બ્રહ્માનું તેણે દશ હજાર વરસ તપ કરી દશ હજાર વરશે એક એક માથું ચડાવ્યા પછી છેલું માથું ચડાવવા જતાં બ્રહ્મા પ્રસન્ન થયા, અને તેને અમરપણું આપ્યું. તેણે બધા રાજા તથા દેવોને જીતી પોતાનાં તાબેદાર બનાવી રાખ્યા કાર્તવીર્યનો મુલક જીતવા જતાં તે પોતે કેદ થઇ ગયો હતો. કૈલાસ પર્વત લેવા જતાં મહાદેવજીએ પોતાનું વજન વધારવાથી તેની આંગળી ચગદાઇ ગઇ, તેથી તેણે એક વરસ મહાદેવજીની સ્તુતિ કરી પ્રસન્ન કર્યાથી તે મુક્ત થયો. તેનો અનાચાર અતિ વધવાથી તેનો સંહાર કરવા વિષ્ણુને રામનો અવતાર લેવો પડયો. જનક રાજાની પુત્રી સીતાને પરણવા તેનાં સ્વયંવર તે ગયો ત્યારે ધનુષ્ય ઉડાવતાં નીચે ચગદાઇ ગયો, તેને રામે કાઢયો; અને તે ધનુષ્ય રામે તોડવાથી સીતા રામને પરણી. આથી રાવણને રામનો દ્વેષ થતાં તેના વનવાસ વખતે સીતાનું હરણ કરી ગયો. તેથી બંને વચ્ચે યુદ્ધ થયું, તેમાં તેનો પુત્ર ઇંદ્રજીત તથા ભાઇ કુંભકર્ણ મરયા, અને છેવટ પોતે પણ મરાયો. તેની પછી લંકાની ગાદી રામે તેના ભાઇ વિભીષણ જે રામનો મિત્ર તથા ભક્ત હતો તેને આપી.

૯૦૨. નર વાનરે (સં. **नर** મનુષ્ય; **वानर** વાંદરો) રામ લક્ષ્મણ મનુષ્ય તથા હનુમાન, સુગ્રીવ, અંગદ વિગેરે વાંદરાઓએ. લંકા (સં.) રાવણની રાજ્યધાની જેને અર્વાચીન સીલોન કે લંકા કહે છે. પણ તે હાલના સીલોન કે સિંહલદ્વીપથી મોટો પ્રદેશ હતો. કેટલાક વિદ્વાનોના મતાનુસાર લંકા સુમાત્રા કે જાવા પાસે આવેલ પણ કહેવાય છે. ઘેરી (સં. **ग्रह्** લેવું) ઘેરી વળ્યા Besieged. સોહાય—શોભે.

૯૦૩. રાયે—રાવણ રાજાએ.

૯૦૪. લક્ષ ( સં. ) એક લાખ. ઢંઢોળી—હલાવે Shook.

૯૦૫. તાપણાં ( સં. तप् તપવું ) બળતાં Fires. ચોફેર—ચારેબાજુ.

૯૦૬. હૃદય ( સં. ) છાતી. શિલાપડ ( સં. शिला ) પત્થરા. ફૂંકે મદન ભેર ( સં. मदन પ્રેમ + भेरी ઢોલ ) વાજાં વગડાવે.

૯૦૭. દુંદુભી ( સં. ) ઢોલ. શરણાઇ ( સં. स्वर સુર + नली નળી ) લાંબું નળી જેવું વાજીંત્ર. Fife. નફેરી ઢોલ ( ફા. नफीर અવાજ; સં. ढोल ઢોલ ) એક જાતનો ઢોલ Kettle drum.

૯૦૮. મેઘસ્વરે ( સં. मेघस्वर ) ગર્જનાથી By loud bawling. સાદ કરે ( સં. शब्द અવાજ; कृ કરવું ) બોલાવે. રાણો ( સં. राजन् રાજા ) કુંભકર્ણ.

૯૦૯. સુંઠ ( સં. शुंठि ) સુકું આદુ Dry ginger. મરી ( સં. मरीच ) તીખાં Black pepper. અજ ( સં. ) બકરા. નાસામાંય ( સં. नासिका ) નાકમાં.

૯૧૦. અજામીઢ ( સં. अजा બકરી; मिल् મળવું ) બકરાનું ટોળું Flock of sheep.

૯૧૧. મહિષ ( સં. ) પાડા He-buffaloes. માતંગ ( સં. ) હાથી Elephants.

૯૧૨. ત્રોડાવ્યું ( સં. तुड् તોડવુંનું પ્રેરક તોડાવવું ) મરડાવ્યું Got crushed.

૯૧૩. નાના ઔષધ ( સં. नाना જાત જાતની; औषधि દવા ) જાત જાતની દવાઓ. અંજન કીધાં ( સં. अंज् આંજવું )

અંજાવ્યાં Applied in the eyes. ઉચળી ( સં. उद् + चल् હલવું ) ઉચકી Lifting.

૯૧૪. અધોરીની ( સં. अ અતિ + घोर ભયંકર ) ઉંઘણુસીની Of one deeply sleeping. ધુંટણીઆને પ્રહાર ( સં. घुट ધુંટણ; प्रहार માર ) ગોઠણુને માર Blows of knees.

૯૧૫. બંધાવ્યો—રોકાવ્યો. લંકારાય—લંકાપતિ રાવણે.

૯૧૬. કપોળ ( સં. कपोल ) લમણાંઓમાં In the temples. અકળાય-મુંઝાયા. શ્રવણ માર્ગે—કાન વાટે ( સં. श्रवण કાન; मार्ग વાટ ).

૯૧૭ વાજ આવ્યો—થાકી ગયો Was tired.

૯૨૦. મુહુર્ત્ત માત્રમાં ( સં. मुहूर्त्त મુહૂર્ત; मात्र ફક્ત ) ફક્ત બે ઘડીમાં અથવા ૪૮ મીનીટમાં. યુક્તે ( સં. युक्ति ઉપાય ) કોઇ ઉપાયથી. સંગીત ગાન ( સં. ) ગાયન વાદ્ય Singing and music.

૯૨૧. ભક્ષ ભોજન ( સં. ) ખાવા માટે ખોરાક. સંહાર ( સં. ) નાશ.

૯૨૨. મદ્યપાન ( સં. ) પીવાના દારૂ Intoxicating liquors. અંબાર ( ફા. ) ઢગલો.

૯૨૩ અપ્સરા ( સં. अप्सरस ) પરીઓ. એ ગાંધર્વોની સ્ત્રીઓ છે; અને દૈવી પ્રભાવ વાળી છે. બાણ કવિ ચૌદ જાતની અપ્સરાઓ હોવાનું કહે છે. એ સર્વે સમુદ્ર મથન વખતે તેમાંથી નીકળેલી છે Fairies. નૃત્ય ( સં. ) નાચ. ગાન તાન વાજે વાજીંત્ર-ગાયન સાથે સૂર મેળવતા વાજાંઓ વાગે Musical instruments sound in harmony with singing ( સં.

**ગાન** ગાયન; **તાન** તાલ; **વધૂ** નું પ્રેરક **વાદ્ય** વાજવું; **વાદિત્ર** વાજીંત્ર ).

૯૨૪. ડોલ્યો ( સં. डुल् ડોલવું ) હાલ્યો Moved. **અહિધર** ( સં. ) સાપ. ગોવિંદ ચરિત્ર ( સં. ) ગાયન તથા વાજીંત્રમાં ગાવામાં આવેલ વિષ્ણુનું વ્યાખ્યાન Praises of God Vishnu.

૯૨૫. **આરોગ્યાં** ( સં. अ નહિ + रोग રોગ ) ખાધાં. **સમાચાર** ( સં. ) ખબર News.

૯૨૬. **કાચી નિદ્રાએ**—અડધી ઉંઘમાંથી From my half sleep.

૯૨૭. દુ**ભાવ્યાં** ( સં. दुर् ખરાબ + **भग** ભાગ્ય ) દુઃખવ્યા Annoyed. **શ્રી રામ** (સં.) અયોધ્યાના **રાજા દશરથનો અને** કોશલ્યાનો પુત્ર. એ શ્રી વિષ્ણુનો સાતમો અવતાર કહેવાય છે. તેણે વિશ્વામિત્ર સાથે રહી અસુરોથી તેનાં યજ્ઞનું રક્ષણ કર્યું હતું. જનકરાજાને ત્યાં શિવ ધનુષ તોડી તેની પુત્રી સીતાને તે પરણ્યા હતા. તેનાં પિતા દશરથ રાજાએ તેને રાજ્યાભિષેક કરવા તૈયારી કરી ત્યારે તેની ઓરમાન માતા કૈકેયીએ પોતાની દાસી મંથરાની શીખવણીથી પોતાના પુત્ર ભરતને રાજ્ય ગાદી આપવા તથા રામને વનવાસ દેવા દશરથ રાજા પાસે વચન લેવડાવ્યું. આથી પીતાની આજ્ઞા પાળવા રામચંદ્ર પોતાના નાના ભાઇ લક્ષ્મણ તથા સ્ત્રી સીતા સાથે વનવાસમાં નીકળ્યા. ત્યાં રાવણ સીતાનું હરણ કરી ગયો; તેને વાનરોની સહાયથી રાવણને મારી, સીતાને છોડાવી, લંકાની ગાદીએ વિભીષણને બેસાડી પોતે અયોધ્યામાં આવી ભરત કે જે રામના નામથી રાજ્ય ચલાવતો હતો તેની પાસેથી રાજ્ય સંભાળ્યું; અને ન્યાયથી રાજ્ય ચલાવ્યું. એક વખત નગર ચર્ચા જોવા નીકળતાં કોઇ ધોબીએ તેની સ્ત્રીને, સીતાને રાવણ લઈ જતાં તે પારકે ઘેર રહ્યા છતાં રામે

ઘરમાં ઘાલ્યા માટેનું મેહેણું દેતો પોતે સાંભળતાં લોકાપવાદ ટાળવા ખાતર સીતાને વનમાં મોકલી દીધી. જ્યાં વાલ્મીકિ મુનિએ તેની સગર્ભાવસ્થામાં રક્ષણ કરી, પ્રસવ થતાં તેના પુત્રો લવ કુશને ઉછેરી મોટા કર્યા; પછી રામે અશ્વમેધ કરતાં તેનો અશ્વ તે પુત્રો પાસે બંધાવી રામ સામે યુદ્ધ કરાવી પિતા પુત્રનો મેળાપ કરાવ્યો. રામે પોતાની પાછળ કુશને ગાદી સોંપી, પોતે સ્વધામ પધાર્યા. લવે લવપુર નામનું ગામ વસાવી ત્યાં રાજ્ય સ્થાપ્યું; જે શેહેરને હાલ લાહોર કહે છે.

૯૨૮. અગત્યના—જરૂરી. સંગ્રામ ( સં ) લડાઇ.

૯૨૯. સંઘાથે ( સં. संघात ) સાથે. કપિ ( સં. ) વાનર.

રાવણને ઠપકો.

કુંભકર્ણ જાગતાં ખાઇ પી તાજો થયો, એટલે પોતાને જગાડવાનું કારણ રાવણને પૂછ્યું. રાવણે તેને સર્વ હકિકત કહી. એટલે તેણે રાવણને તેનું મન પરખવા ઠપકો દીધો તેનું વર્ણન આપેલ છે.

ઠપકો—શીખામણથી વઢવું તે Reproach.

૯૩૧. કર ઘસી ( સં. कर હાથ; घष् ઘસવું ) ગુસ્સાથી હાથ ઘસીને. ધુણી ( સં. धून् ધુણાવવું ) હલાવી.

ઘર ઘાલ્યું ( સં. गृह ઘર; ग्रह् લેવુંનું પ્રેરક ग्राह् લેવડાવવું ) સત્યાનાશ વાળ્યું Brought a great disgrace. ઘેલડા —ઘેલા Foolish.

૯૩૨. બળીયા........રઘુનાથ—હે ભાઇ, આપણાં વડીઆથી બાથ ભીડાય; તેં રામચંદ્રજી ને શા માટે દુઃખવ્યા ( સં. बलिन् બળિયો; वीर વીરા; रघुनाथ રઘુકુળનાં પ્રભુ, રામચંદ્રજી ) Oh brother, we should fight with our equals; why should you have annoyed Rama ?

૯૩૩. ત્રંબક ( સં. ) મહાદેવજીનું ધનુષ. આ ધનુષ પરશુરામે જનકને આપેલું અને કહેલું કે જે એ ધનુષને તોડે તેને સીતા પરણાવવી. આથી સીતાનાં સ્વયંવરમાં તે ધનુષ તોડવા રાવણ ઉભો થયો પણ તેની નીચે દબાઇ જતાં ધનુષ ઉપાડી શકયો નહિ. ચંપાણા ( સં. चंप् દાબવું નું સહ્યભેદ ચંપાવું ) દબાયા.

૯૩૪. કાઢી મુકયો—છોડયો. રાઘવજીએ ( સ. राघव ) રઘુકુળના પુત્ર, રામે. કૃતઘ્ની ( સં. कृतघ्न) બેવફા Ungrateful.

૯૩૫. સાયર—સાગર. સાયર......બાંધિયું રે–જેણે સમુદ્રનાં પાણીને રોકયું. સલ્યા......સમાન–પત્થરાઓ જેણે ફુલની માફક તરાવ્યા ( સં. शिला શલ્યા; तृ તરવું નું પ્રેરક તારવું; पुष्प ફુલ; समान માફક ).

૯૩૬ મેઘાડંબર ( સં. ) વરસાદનું વાતાવરણ Rainy storm. સાન ( ફા. शान् પદવી ) અક્કલ Sense. ન આવી સાન–ભાન ન આવ્યું Could not come to sense.

૯૩૮. સીતાને ( સં. सीता ) મિથિલા નગરીના રાજા જનકની પુત્રી અને રામની સ્ત્રી. એ જનક રાજા પુત્ર માટેના યજ્ઞ સારૂ જમીન ખેડતા હતા, તેવામાં હળનાં ચાસમાંથી ઉત્પન્ન થઇ હતી, તેથી તેને અયોનીજા, ધરાપુત્રી વિગેરે કહે છે. તે પતિવ્રતા સ્ત્રી હતી, અને રામની સાથે વનવાસમાં ગઇ હતી. ત્યાં રાવણ તેનું હરણ કરી ગયો હતો. તેથી રામે યુદ્ધ કરી તેને પાછી મેળવતાં સીતાએ અગ્નિ પ્રવેશ કરી પોતાનું પાતિવ્રત્ય બતાવ્યું હતું, તો પણ ધોબીના મેહેણાથી લોકાપવાદ ટાળવા રામે તેને વનમાં છોડી હતી. ત્યાં વાલ્મિકીએ તેનું રક્ષણ કર્યું હતું; પછી લવ અને કુશ પુત્રો સહિત રામ સાથે યુદ્ધમાં રામને મળી સીતાએ પૃથ્વીમાં પ્રવેશ કર્યો હતો. કુટેવ—દુરાચાર.

૯૩૯ જેર (ફા. જેર) તાબે. કામ (સં.) વિષય Lust.

૯૪૦ શ્યામ કેશ ...થયા—કાળા વાળ ધોળા થયા અર્થાત્ જુવાન મટી ઘરડો થયો you are advanced in age. શ્યામ (સં.) કાળું; મેલું.

૯૪૧ ચંદ્ર (સં.) ચંદ્રમા. એની ઉત્પત્તિ રઘુવંશમાં અત્રિ ઋષિની આંખમાંથી થવાનું કહ્યું છે. બીજી રીતે તે સમુદ્ર મથનમાં તેમાંથી નીકળ્યાનું જણાવેલું છે. સત્તાવીશ નક્ષત્રો, જે દક્ષ પ્રજાપતિની પુત્રીઓ કહેવાય છે, તે તેની સ્ત્રીઓ છે. તેમાં રોહિણી પ્રત્યે તેનો અતિશય પ્રેમ હોવાથી તેના સસરાએ તેને ક્ષયનો રોગ થવા શાપ આપેલ તેથી તેની કળા કૃષ્ણ પક્ષમાં ક્ષીણ થતી જોવામાં આવે છે. તેણે બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કરેલું હોવાથી બૃહસ્પતિએ તેને જોડો મારવાથી તેનામાં કાળો દાઘ દેખાય છે; કેટલાક લોકો તે રેંટીઓ ફેરવતી ડોસી હોવાનું કહે છે. ખગોળશાસ્ત્રવેત્તાઓ તે મંદ પડેલા જ્વાળામુખી પર્વતો હોવાનું કહે છે. તારાથી તેને બુધ નામનો પુત્ર થએલ તે ચંદ્રવંશનો મૂળ પુરૂષ કહેવાય છે. એક વખત મહાદેવજી પાર્વતી સાથે વિહાર કરતા હતા. તેવામાં ચંદ્ર ત્યાં જવાથી મહાદેવે તેને સ્ત્રી રૂપ થવાનો શાપ આપી રોહિણીને તેની જગ્યાએ આકાશમાં મોકલી; પણ તેથી પૃથ્વી ઉપર અંધકાર વર્તતાં વનસ્પતિ વિગેરે નાશ પામવા લાગ્યા. આથી બ્રહ્માની સ્તુતિથી મહાદેવે તેને જટામાં ધારણ કરવાથી ચંદ્રને પુનઃ પુરૂષરૂપ પ્રાપ્ત થયું. ચંદ્ર દશ શ્વેત ઘોડાવાળા ત્રણ પૈડાના રથમાં બેસી જમણે હાથે પૃથ્વીને આશીર્વાદ દેતો તથા ડાબા હાથમાં લાકડી પકડી ફરતો કહેવાય છે. તે એક ગ્રહ તરીકે પૂજાય છે. શુકલ પક્ષમાં તેના અજવાળામાં જંગલમાંથી ભેળી કરેલી ઓષધિઓમાં રોગ શાંતિના ગુણો વિશેષ હોવાનું કહેલું છે. બંગાળ, બિહારના લોકો તેથી તેની પૂજા કરે છે. દર માસે શુકલ પક્ષની બીજનો ઉગતો ચંદ્ર લોકોમાં જોવાનો સામાન્ય

રિવાજ છે, અને તેથી આખા માસનું ભવિષ્ય બાખે છે. સ્ત્રીઓમાં તેની પૂજા કરવાનો વિશેષ રિવાજ છે, દરેક વ્રતમાં તેમને ચંદ્રની પૂજા કરવાની હોય છે. તેનાં બીજાં નામ હિમાંશુ, ચંદ્રમા, ઈંદુ, સુધાંશુ, નિશાપતિ, અબ્જ, સોમ, કલાનિધિ, શશધર, નક્ષત્રેશ, શશાંક, કલાનાથ, સુધાકર, કુમુદિનીપતિ, મૃગાંક, ઓષધીશ વિગેરે છે. જામની ( સં. याम જામ, ત્રણ કલાકનો પહોર ) રાત્રી. દીપ ( સં. ) દીવો. ધામ ( સં. धामन् ) ઘર.

૯૪૨. વિભીષણ ( સં. विभिषण ) રાવણનો ભાઇ. તે જો કે રાક્ષસ હતો તો પણ સીતાના હરણ માટે તેણે રાવણને અતિ ઠપકો આપ્યો, અને સીતા પાછી સોંપવા વારંવાર શીખામણ આપી; પણ રાવણે માન્યું નહિ. જેથી રાવણનો વિનાશ નજીક ધારી પોતે રામને જઇ મળ્યો, ને તેની સાથે મિત્રાઇ બાંધી. રાવણને માર્યા પછી રામે તેને લંકાની ગાદી સોંપી. તે રામનો પરમ ભક્ત હતો. તે સાત ચિરંજીવીમાંનો એક છે (જુઓ–૬૪૩ ભૃગુરૂપે). બાંધવ ( સં. बंधु ) ભાઇ. ઉજ્જડ ( उद् ઉપર + जड મૂળ ) વેરાન Devastated.

૯૪૩ પરનારી ( સં. ) પારકી સ્ત્રી. પાવક જ્વાળા ( સં. पावक ज्वाला ) આગનો ભડકો. સાપણ (સં. सर्पिणी) સાપણી જેવી Like a female serpent. વિખની વેલ ( સં. विष વિષ; वल्ली વેલ ) ઝેરી વેલા જેવી Like a poisonous creeper.

૯૪૪ રામ ચરણે ( સં. रामचर्ण ) રામને પગે. શીશ મેલ—નમ Bow down.

૯૪૫ વેળાસર—વખતસર. ચેત (સં. चित् જાણવું) સમજ.

૯૪૬ શીખ ( સં. शिक्षा ) શીખામણ. જમપુર ( સં. )

જમશોક. જોશો જમપુર—મરી જશો. સ્વજન ( સં. ) સગાં વ્હાલાં. સમેત ( સં. ) સાથે.

૯૪૭ વાડીમાં ( સં. वाटिका બાગ ) અશોક વનમાં. આ બાગમાં અશોક અર્થાત્ આસોપાલવનાં વૃક્ષો અતિશય હોવાથી તે નામ આપ્યું હોવું જોઇએ. જાનકી ( સં. ) જનક રાજાની પુત્રી સીતા. કોણુ કામ—શામાટે. જો વાડીમાં......કામ—જો તારે અશોક વનમાંજ સીતા બેસાડી રાખવી હોતી તોપછી તેને લાવવાનું શું પ્રયોજન હતું If you only wanted her to sit in Asoka-Van why should you have brought her for nothing ?

૯૪૮ જીતાતી ( સં. जि જીતવું ) વશ થતી. તું થી સીતા ........રામ—જો તારામાં સીતાને વશ કરવાની સત્તા નથી, તો રામને શી રીતે હરાવીશ If you cannot even subdue Sita how would you conquer Rama ?

૯૪૯ દુઃખની વાત—મુઝવણની વાત Real disturbance.

૯૫૦ જયારે દેખું......માત—જ્યારે હું સીતા પાસે જાઉ છું અને તેની સામો નજર કરું છુ કે મને તેના ઉપર માતા તુલ્ય ભાવ આવે છે અર્થાત્ મારા મલિન વિચારો જતા રહે છે When I approach Sita and behold her I see as if I look at my mother i. e. my wicked ideas become all changed to good and holy ones.

૯૫૧ શબને ( સં. शव ) મુડદાં રૂપે To a corpse. જો ત્યાગ.........અંગ—જો હું સીતાથી મારૂં મન દૂર કરૂં તો તે મને ચિંતામાંને ચિંતામાં મૃતતુલ્ય બાળી નાખે If I wi-

thdraw my mind from Sita, I shall be burnt under anxiety.

૯૫૨ રિપુ (સં.) દુશ્મન. મુખે લાગે કાળો રંગ—કીર્તિને કલંક લાગે My fame would be blotted.

૯૫૩ કાળપ (સં. काल કાળું) શ્યામતા; કલંક.

૯૫૪ ધન્ય (સં.) શાબાસ Bravo. તારૂં......ભાઇરે—મેં તારી પરીક્ષા કરી જોઇ I tested you as regards your firmness of mind.

इति.

## પરિશિષ્ટ—અ.

### સમાસ વિભાગ—Compounds.

કવિવર પ્રેમાનંદે પોતાનાં દરેક કાવ્યમાં સંસ્કૃત શબ્દો તથા તેથી થતા સમાસનો છૂટથી ઉપયોગ કરેલ હોવાથી કાવ્યનાં અર્થ સાથે કાંઈક સમાસ વિષે સમજુતિ આપવી પણ આવશ્યક છે.

સંસ્કૃતમાં નામ, વિશેષણ, ક્રિયાપદ, અવ્યય અગર કોઇ બે અથવા વધારે સાદા શબ્દોને એક બીજા સાથે જોડવામાં આવે તેને સમાસ કહે છે.

મુખ્ય સમાસ ચાર જાતિનાં છે:—૧ દ્વંદ્વ, ૨ તત્પુરૂષ ૩ બહુવ્રીહિ ૪ અવ્યયી ભાવ.

દ્વંદ્વ સમાસ ( Compulative Compounds ) માં બે અથવા વધારે નામ એક બીજા સાથે જોડવામાં આવે છે:—

૪૬૯ રામ કૃષ્ણનું=રામચંદ્ર અને કૃષ્ણનું.

તત્પુરૂષ સમાસ (Determinative Compounds) માં પેલા શબ્દથી બીજાનો ભાવાર્થ દર્શાવાય છે. તત્પુરૂષ સમાસ ૭ જાતિનાં છે:—

૧ નઞ્ તત્પુરૂષ (Negative Tatpurusha)–૧૪૪–અસાધ્વી=સાધ્વી નહિ તે.

૨ શુદ્ધ તત્પુરૂષ ( Proper Tatpurusha )–૧૦૨ વીરસેન સુત=વીર સેનનો સુત. અલુક તત્પુરૂષ-એ શુદ્ધ તત્પુરૂષનો વિભાગ છે; તેમાં નામને લગાડાતી વિભક્તિ કાયમ રહે છે:–૮૯૧–યુધિષ્ઠિર=યુદ્ધમાં સ્થિર.

૩ કર્મધારય તત્પુરૂષ ( Appositional Tatpurusha )–૩૭–પાણીપંકજ=હાથરૂપી કમળ.

૪ દ્વિગુ તત્પુરૂષ ( Numeral **A**ppositional Tatpurusha )–૫૪૫ ત્રિભુવન=ત્રણ ભુવનનો સમૂહ.

૫ ઉપપદ તત્પુરૂષ ( Verbal Tatpurusha )–૬૦૪–મધુકર=મધ કરે છે તે.

૬ ગતિ તત્પુરૂષ ( Prepositional Tatpurusha )–૨૯૩–તિરસ્કાર=તિરસ્ ( પરોક્ષ ) કરવું તે.

બહુવ્રીહિ સમાસ (Attributive Compounds ) માં બે અથવા વધારે નામ હોય છે, તેમાં ગુણવાચક નામ પહેલું આવે છે, અને બંને નામ સમાન વિભક્તિના હોય છે; તેવા સમાસનો અર્થ બંને શબ્દોના અર્થથી જુદોજ થાય છેઃ–૫૨૮–ચતુર્ભુજ=ચાર છે ભુજા જેની તે.

અવ્યયીભાવ સમાસ ( Adverbial Compounds ) માં બે શબ્દો તેમાં એક અવ્યય અને બીજું નામ આવે છેઃ–૬૪૩–નક્ષત્રિ=ક્ષત્રિ વગર.

## પરિશિષ્ટ—ચ.

### અલંકાર વિભાગ—Figures of Speech.

અલંકાર (સં.) નો અર્થ શોભા થાય છે. શરીરને માટે જેમ આભૂષણોનો અલંકાર હોય છે, તેમ દરેક વસ્તુને તેમજ લેખ કાવ્ય વિગેરેને પણ મન ખુશ કરનાર તથા મનપર અસર ઉપજાવનાર અલંકારો છે. ભાષામાં અલંકાર બે જાતિનાં છેઃ—

૧ શબ્દાલંકાર Figures of Speech i. e. words– આમાં ભાષાના વપરાતા શબ્દોની ચમત્કૃતિ જોવામાં આવે છે.

૨ અર્થાલંકાર Figures of Thought and words– આમાં વાક્યના અર્થની વિચિત્રતા હોયછે.

ભાષામાં આ બે વિભાગો કરેલા છે, તો પણ બંનેમાં એવો પરસ્પર સંબંધ રહેલો છે કે ઘણી વાર તેઓ એક બીજામાં ભળી ગયેલા જોવામાં આવે છે.

આ પરિશિષ્ટમાં મુખ્ય જાણવા જેવાજ અલંકાર કહેવામાં આવ્યા છે.

શ્લેષાલંકાર ( Pun ) માં શબ્દોના જુદા જુદા અર્થથી વાક્યના અનેક અર્થ વર્ણવી શકાય છેઃ—

૪૯૩—ઉભો રહીને શંખ ફૂંકશે–અથાત્ ઉભો રહી શંખ વગાડશે અથવા ઉભો રહી પોતાની મોસાળું કરવાની અશક્તિ બતાવશે.

વ્યાજ સ્તુતિ ( Irony ) મા નિંદાનાં રૂપમાં સ્તુતિ અથવા સ્તુતિનાં રૂપમાં નિંદા કરવામાં આવે છેઃ–

૭૧૧–કમાઇ જુઓ આપણા કંથની, મડદું મસાણથી આણ્યું– આમાં ઉપરથી વખાણ છે, પણ અંદરથી નિંદા છે.

અતિશયોક્તિ ( Hyperbole ) માં કોઇ વસ્તુનું બરેખરૂં

હોય તેના કરતાં વધારી વર્ણન કરવામાં આવે છેઃ—

૫૫—તેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય.

**સજીવારોપણ કે સમાસોક્તિ** ( Personification ) માં નિર્જીવ વસ્તુને સજીવ કલ્પી વર્ણવામાં આવે છેઃ—

૨૬૩—વધ થાશે વેરી વિજોગનો, સુણ સાધવી.

૩૫૭—શું ભામિનીજી ભસ્મ થયાં છો, સમ વિસરજો દંડ.
પહેલામાં વિજોગને વેરીનું રૂપ આપ્યું છે, તથા બીજામાં રાખના ઢગલાને સંબોધી ભામિનીજી કહે છે.

**વિરોધાભાસ** ( Rhetorical contradiction ) માં પ્રથમ વિરોધ દેખાય, પણ ખરેખરો વિરોધ હોતો નથીઃ—

૫૪૯—જે ચૌદ લોકનો મહારાજરે, મેહેતા માટે થયા બજાજરે.

આમાં ચૌદ લોકનો નાથ વિષ્ણુને કહેલ છે, તો પણ તેણે કાપડીઆનો વેશ ધારણ કરેલ છે.

**અપહ્નુતિ** ( Rhetorical Certainty ) માં એક જેવી બીજી વસ્તુને લઇ પહેલીનો લોપ કરી બીજીને નામે તેનું વર્ણન કરવામાં આવે છેઃ—

૨૧૪—વિલપે છે વસ્તુ વોરતીઆ વિના;
આમાં પરણનારને વહોરતીઓ ગણી, તે રૂપે નળનું વર્ણન કરે છે.

**દૃષ્ટાંત રૂપક, અપ્રસ્તુત પ્રશંસા અથવા અન્યોક્તિ** ( Allegory ) માં વર્ણન કરવાની વસ્તુનું નામ ન લેતાં દાખલાથી ભેદમાં વર્ણન કરવામાં આવે છેઃ—

૨૧૩ રંકે રત્નનું જતન ન થાયે.

આમાં નળનું વર્ણન ગરીબ માણસનો દાખલો આપી સમજાવે છે, તથા દમયંતીને રત્નરૂપ ગણી અન્યોક્તિ દાખવે છે.

રૂપક ( Metaphor ) માં એક ચીજનું વર્ણન બીજી વસ્તુના નામથી કે ધર્મથી કરવામાં આવે છેઃ—

૩૧૨ સોમ વદની સુંદરી, સારંગ નયની સુજાણ.

આમાં ચંદ્ર જેવું મુખ અને મૃગના જેવી આંખ કહી વર્ણન કરેલ છે.

૮૮—દીઠી મદપુરણ માતંગી.

આમાં ગર્વઘેલી હાથણીરૂપે દમયંતીને વર્ણવી છે.

ઉપમા ( Simile ) માં બે વસ્તુનું સરખાપણું બતાવવામાં આવે છે:—

૫૮—જોયો નહિ તેનાં લોચન કેવાં, મોરપીછ ચાંદલીઆ જેવાં.

આમાં ચાંદલીઆની આંખથી જોવાતું નથી, તેમ જે માણસે નળની ખુબસુરતી જોઈ નથી તેની આંખને ચાંદલીઆ સાથે સરખાવી છે.

દૃષ્ટાંત ( Parallel ) મા એકમેકના સરખા ધર્મને વર્ણવવામાં આવે છેઃ—

૯૪૧—ચંદ્ર વિના જેવી જામની રે, દીપ વિના જેમ ધામ.

આમાં સરખા ધર્મવાળી વસ્તુઓની સમાનતા બતાવી છે.

નિદર્શના ( Transference of Attribution ) માં સરખા વાક્યાર્થનું ઐક્યપણું દર્શાવવામાં આવે છેઃ—

૯૨૪—કુંભકર્ણ ડોલ્યો જેમ મણિધર.

આહિં કુંભકર્ણ અને મણિધરનું ઐક્યપણું બતાવ્યું છે.

ઉત્પ્રેક્ષા ( Hypothetical metaphor ) માં એક વસ્તુનું વર્ણન બીજી વસ્તુના નામે કે ધર્મે શંકાથી કલ્પનાથી થાય છે:—
૭૨ અદષ્ટ જ્યારે થાય રાજન, નિશ્ચંત ભાનુ તપે મધ્યાહ્ન.

સાર ( Climax ) માં આરંભથી આખર સુધી હળવે હળવે ઉત્કર્ષ વર્ણન કરવામાં આવે છે:—૫૫૦ થી ૫૫૭.

વ્યાઘાત ( Counteraction ) માં એક કાર્યથી કોઇ બીજું ઉલટું કાર્ય કરે છે:—

૬૧૭—તો મુકીએ સાણસે સહાયો સાપ.

આમાં સાણસામાં પકડેલા સાપને છૂટો મુકીએ તો તેનો કરડવાનો ભાવાર્થ સૂચવ્યો છે.

સ્વભાવોક્તિ ( Description ) માં પદાર્થના ખરા રૂપ ગુણનું વર્ણન કરવામાં આવે છે:—૬૫૨ થી ૬૯૩.

અર્થાન્તરન્યાસ ( Corroboration ) માં સામાન્ય દ્વારાવિશેષનું અને વિશેષદ્વારા સામાન્યનું સમર્થન થાય છે:—

૮૫૧—અમે નરસૈયાના કહેવાઇએ રે, જ્યાં નરસૈયો વેચે ત્યાં વેચાઇએ રે.

૮૫૫—નરસૈયો વાણોતર મુજ જાણો રે, આ નગરમાં રહું છું છાનો રે.

પરિસંખ્યા ( Special mention ) માં એક સ્થળમાં એક વસ્તુનું નિષેધ કરી બીજી જગ્યાએ તેનું સ્થાપન થાય છે:—

૩૧૯ બોર ન ખાય કો કર તણાં, વિપરિત વપુનું વાન;
૩૨૦ એવાં ઉપર વળી કર્મ લડવાં, વળી રૂપનું અભિમાન.

પ્રતીપ ( Reversed Simile ) માં બે વસ્તુનું પરસ્પર સ્પર્ધાનું કથન કરવામાં આવે છે:—

૧૧૨—અમર ઇક્ષુ ને નળ ધાસ.

## પરિશિષ્ટ—क.

કાવ્યરસ—**Poetical Flavours.** મુખ્ય રસ આઠ જાતિના છે:-

**शृंगारहास्यकरुणरौद्रवीरभयानकाः ।**
**बीभत्साद्भुतसंज्ञौ चेत्यष्टौ नाट्ये रसाः ॥**

**અર્થ**—શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક બીભત્સ અને અદ્ભુત એ આઠ નાટય ( કાવ્ય ) રસ છે. કેટલીક વખત શાંત અને વાત્સલ્ય રસ ઉમેરી દશ રસ પણ કહેવાય છે.

શૃંગાર રસ (Sexual Flavour) માં સ્ત્રી પુરૂષ વચ્ચેનો પ્રેમ યા તો રતિભાવ હોય છે. ૮૪ થી ૯૦ માં શૃંગારનો ભાવજ માત્ર રહેલ છે.

૨ હાસ્ય રસ ( Comic Flavour ) માં નટાદિ વિકૃત વેશ, ચાળા વિગેરેનો હાસ્ય ભાવ રહેલ હોય છે. ૪૫૩ થી ૪૭૪.

૩ કરૂણ રસ (Pathetic Flavour) માં શોકનો ભાવ રહેલો હોય છે. જેમકે:-કડવું ૩૮ દયમંતિનો વિલાપ. ૩૩૫ થી ૪૧૦.

૪ રૌદ્ર રસ ( Terrible Flavour ) માં ક્રોધનો ભાવ રહેલા હોય છે. ૬૨૪ થી ૬૩૧.

૫ વીર રસ ( Heroic Flavour ) માં શૌર્યનો ઉત્સાહ હોય છે. ૭૪૮ થી ૭૫૨.

૬ ભયાનક રસ ( Fearful Flavour ) માં ભયનો ભાવ રહેલ હોય છે ૭૫૫ થી ૭૭૬

૭ બીભત્સ રસ ( Disgustful flavour ) માં ધિઃકારનો ભાવ હોય છે. ૬૩૨ થી ૬૫૧. ૮૩૭ થી ૮૪૮.

૮ અદ્દભુત રસ ( Wonderful flavour )માં આશ્ચર્યનો ભાવ હોય છે. ૬૪ થી ૭૨.

શાંત રસ ( Quietistic flavour ) માં શાંતિ અથવા સમતા હોય છે. ૮૮૯ થી ૯૦૦

૧૦ વાત્સલ્ય રસ ( Filial flavour ) માં સ્નેહનો ભાવ હોય છે. કૃષ્ણ ભગવાન દામોદર દોશી ૫૩૭ થી ૫૯૧.

## પરિશિષ્ટ—ક.

## ગુર્જર કવિ શિરોમણિ પ્રેમાનંદનું જીવન ચરિત્ર સાર.

## Short Biography of the Great Poet Premanand.

કવિવર પ્રેમાનંદ સંવત્ ૧૭૦૦ થી ૧૭૮૦ સુધીમાં વડોદરામાં થઇ ગયા કહેવાય છે; તો પણ તે ક્યારે જન્મ્યા હતા તે કંઈ ચોક્કસ જણાયું નથી. વડોદરાના રહિસ ચોવિશા બ્રાહ્મણ કૃષ્ણ ભટના તે પુત્ર હતા. તેને માટે એવી દંત કથા છે એક વખત વડોદરામાં કોઇ મહાત્મા આવ્યા, ત્યારે તેની બરદાસ તેમણે ઘણી કરી હતી, આથી તે મહાત્મા તેનાપર પ્રસન્ન થયા. આ મહાત્માએ વડોદરામાંથી વિદાય થતી વખતે પ્રેમાનંદને સવારમાં પોતા પાસે વહેલું આવવાનું કહ્યું. પ્રેમાનંદ આ સિદ્ધ પુરૂષનાં વિદાય થવાના ખબર સાંભળી ખિન્ન થયા. પ્રેમાનંદ પોતે સુસ્ત તથા કાંઇક એદી હોવાથી બીજે દીવસે સવારે મહાત્માના કહ્યા મુજબ વહેલા નહિ પહોંચવાથી સિદ્ધે વડોદરામાંથી પ્રયાણ કર્યું. મહાત્માના શહેર બહાર પહોંચતાં પ્રેમાનંદને મહાત્માના પ્રયાણની ખબર થતાં તે તેમની પાછળ ગયા અને મહાત્માનો મેળાપ કર્યો. તે વખતે સિદ્ધ પુરૂષે પ્રેમાનંદનો દયામણો ચેહેરો જોઇ તેને જીભ ઉપર સિદ્ધતાનો મંત્ર લખી આપ્યો, અને કહ્યું કે જો તું વહેલો આવ્યો હોત, તો સંસ્કૃત મહા કાવ થાત; પણ હવે તું પ્રાકૃત કવિ થઇશ. આ પ્રમાણે આશિષ આપી પ્રેમાનંદને ઘર તરફ મોકલતાં તેની કવિત્વ શક્તિ ખીલવા માંડી.

બીજી દંત કથા એવી છે કે પ્રેમાનંદ ન્યાયશાસ્ત્ર તથા પુરાણમાં વિદ્વાન હતા, પરંતુ તેનામાં કવિત્વ શક્તિ નહોતી. એક વખત કોઇ મહાત્મા તેને ઘેર આવ્યા; અને કહ્યું કે હું બે દીવસનો ઉપવાસી છું, જેથી મને કાંઇ ખાવા આપ. આથી પ્રેમાનંદે તેમને ખાવાનું આપતાં સિદ્ધ પુરૂષે પ્રેમાનંદને પોતાની પ્રસાદી આપી, તે તેણે આનાકાનાથી ખાધી. આથી તે પ્રાકૃત કવિ થયા. અસ્તુ, ગમે તેમ હોય. પરંતુ આ બંને દંત કથાઓ પરથી સ્પષ્ટ થાય છે કે

પ્રેમાનંદમાં પ્રથમ કવિત્વ શક્તિ નહોતી. સંસ્કૃતનો તેણે સારો અભ્યાસ કર્યાનું તેના કાવ્યો પરથી જણાય છે. તે પુરાણમાંની કથાઓ કહી પોતાનું ગુજરાન ચલાવતા હતા. ભાગવતનાં જુદા જુદા સ્કંધોનાં કાવ્યો રચી કથાઓ તે સંભળાવતા હતા.

એની કથાની અને કવિતાની ખ્યાત સુરતમાં તથા નંદરબારમાં અતિશય થઇ છે. સુરતમાં તેણે ત્રણવાર કથા કહેલી છે; તેમાં એકવાર ચાર ખાનાને ચકલે, બીજીવાર ધીકાંટે અને ત્રીજીવાર જદા ખાડીમાં કહેલ છે. સુરતમાં તે લીંબુ શેરીના નાકે મોહનદાસ નામના દેવી ભક્ત કણબીને ત્યાં રહેતા, અને તેને કથાનો શોખ હોવાથી કથા કહી સંભળાવતા.

નંદરબારના રાજાના પુત્ર વીરસિંહે ઓખા હરણ પ્રેમાનંદ પાસેથી સાંભળ્યું હતું. તેણે પોતાના પિતા ભુપતસિંહ પાસે તેના વખાણ કરી દરબારમાં ઓખા હરણ વંચાવ્યું હતું; જેથી સભા સંતુષ્ટ પામી હતી રાજાની રાણી ગુજરી જવાથી રાજા શોકમાં પડતાં તેને દિલાસા ખાતર તથા રાજા તરફથી રાજકુટુંબનું આખ્યાન લખવા ભલામણ થવાથી તેણે નળાખ્યાન રચેલું કહેવાય છે. નંદરબારનો રાજા વીરસિંહ પણ ગુજરી જવાથી પ્રેમાનંદનો કોઇએ ભાવ નહિ પૂછવાથી કવિશ્રીને કંઇપણ ઉત્તેજન મળી શક્યું નહિ.

એમ કહેવાય છે કે એક વખત કોઇ નાગર ગૃહસ્થોએ પ્રેમાનંદની મશ્કરી કરી કે ફલાણે ઠેકાણે કોઇ સત્પુરૂષ બ્રાહ્મણ જમાડે છે અને સારી દક્ષિણા આપે છે. તેથી પ્રેમાનંદ ત્યાં જમવા ગયા, ત્યાં કાંઇ નહિ હોવાથી ત્યાંથી બીજે બતાવી ધક્કો ખવડાવ્યો; એમ ત્રણ ચાર ઠેકાણે ધક્કા ખવડાવવાથી પ્રેમાનંદને ક્રોધ ચઢ્યો; અને નાગર વિરૂદ્ધ એક કાવ્ય બનાવ્યું; જે તેના મીત્રોના જોવામાં આવતાં તેનો નાશ કરાવ્યો. આથી પ્રેમાનંદે જુનાગઢના નાગર ભક્ત નરસિંહ મેહેતા સંબંધી જુદા જુદા આખ્યાન બનાવી મહેતાના પિતાનું શ્રાદ્ધ, મેહેતાના પુત્ર શામળશાહનો વિવાહ, કુંવરબાઇનું મામેરૂં વિગેરે કાવ્યોમાં નાગરની નાતને ઠક ઠેકાણે હલકી પાડેલ છે.

આ કવિએ ઘણા કાવ્યો લખ્યાં છે, તેમાંનાં કેટલાએક મુખ્ય કાવ્યોનાં નામ નીચે પ્રમાણે છે.—

૧ દશમ સ્કંધ, ૨ અષ્ટમ સ્કંધ, ૩ સપ્તમ સ્કંધ, ૪ ચંદ્રહાસ આખ્યાન, ૫ મદાલસા આખ્યાન, ૬ વામન આખ્યાન, ૭ સુધન્વા આખ્યાન, ૮ અભિમન્યુ આખ્યાન, ૯ ઓખા હરણ, ૧૦ દ્રૌપદી વસ્ત્ર હરણ, ૧૧ સુભદ્રા આખ્યાન, ૧૨ લક્ષ્મણા હરણ, ૧૩ બભ્રુવાહન આખ્યાન, ૧૪ વહાલ ઝગડો, ૧૫ ડાંગવ આખ્યાન, ૧૬ ઋષ્યશૃંગ આખ્યાન, ૧૭ કુંવરબાઇનું મામેરૂં, ૧૮ નરસિંહ મહેતાની હુંડી, ૧૯ નરસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ, ૨૦ નરસિંહ મેહેતાના પુત્ર સામળશાહનો વિવાહ, ૨૧ ભ્રમર પચીસી, ૨૨ દાણલીલા, ૨૩ રણુયજ્ઞ, ૨૪ રઘુવંશ કાવ્ય, ૨૫ વિવેક વણજારો, ૨૬ સુદામા ચરિત્ર ૨૭ સ્વર્ગ નિસરણી, ૨૮ હરિવંશ અને ૨૯ નળાખ્યાન, વગેરે.

પ્રેમાનંદનાં કાવ્યો તથા ગ્રંથોની વિચારણા કરવાનું કામ અઘરૂં છે, અને તેના કાવ્ય લોક પ્રીય હોવામાં કોઇ પણ અંદેશો લાવી શકશે નહિ. તેના કાવ્યોમાં નળાખ્યાન અને દશમ સ્કંધ શેહેરે શેહેરમાં અને ગામે ગામમાં ગવાય છે; મામેરૂં સ્ત્રીઓમાં સીમંત વખતે ગવાય છે; ઓખાહરણ ચૈત્ર માસમાં ગવાય છે; ભાદ્રપદનાં શ્રાદ્ધ પક્ષમાં નરસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ ગવાય છે; સુદામા ચરિત્ર શનીવારે અને નરસિંહ મેહેતાની હુંડી રવીવારે ગાવામાં આવે છે; આ પ્રમાણે તેના દરેક કાવ્ય સમયાનુસાર ગામે ગામ ગવાય છે. ભિક્ષુક વર્ગમાં પણ સ્વર્ગ નિસરણી ઘેર ઘેર માગવા જતી વખતે ગાવાનો ચાલ છે

આ કવિની કવિતામાં વર્ણન ખુબીદાર આપેલ છે; તથા વિષયની રૂપરેખા પણ સારી બતાવવામાં આવેલ છે. કવિશ્રીએ સંસારિક જ્ઞાન પણ સારૂં જણાવેલું છે. કાવતાઓમાં રસ અને અલંકાર પણ સારી રીતે દર્શાવ્યાછે તેનાં દરેક કાવ્યમાં દીલ ખુશ કરનારી ખુબી ખાસ રહેલી છે. કવિવરનાં કાવ્યો તથા કવિતાઓ લક્ષમાં લેતાં તેનો સ્વભાવ માયાળુ, વિવેકી અને વિનોદી હતો; અને તેની કવિતા રસિક, બોધક, મોહક ને વિનોદી છે. કવિ શામળભટ તથા અખો ભક્ત એ પ્રેમાનંદનાં સમકાલિન કવિઓ થયા કહેવાય છે.

इति शुभम्.